# ૧૯૪૨

અભિનવ નાટિકા

લેખિકા
રશ્મિ પંચોલી





એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ ૨

આવૃત્તિ પહેલી

૧૯૪૯



આ નાટક ભજવતાં પહેલાં
શ્રી. હોરમઝદિયાર દલાલ
[૨૭, કૉનવેન્ટ એવેન્યુ, સાન્તાક્રુઝ,
મુંબઈ-૨૩] ની પરવાનગી
લેવી આવશ્યક છે.

બે રૂપિયા

મુદ્રક
રામદાસ ઇ. પટેલ
રજની પ્રિન્ટરી
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨



પ્રકાશક
પરમસુખ પંડયા
એન. એમ. ત્રિપાઠી લિ.
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨



જેમની પ્રેરણાથી હું આ
નાટક શબ્દોમાં ઉતારવાને
સમર્થ બની છું એવા
શ્રી. વસંત અવસરેને
સાદર સમર્પણ

—રશ્મિ

# નિવેદન

ઓગણીસો સુડતાલીસની દિવાળીની રજાઓ પાસે આવી હતી. એવામાં શ્રી. ડૉ. વસંત અવસરેએ ખૂબ વખાણ કરીને શ્રી. મધુસૂદન કાલેલકરનું મરાઠી પુસ્તક 'ઉદ્યાચેં જગ' મને વાંચવા આપ્યું, અને મને તો એ પુસ્તકનો થોડો થોડો ભાગ રોજ ગુજરાતીમાં ઉતારવા સૂચવ્યું. આ નાટકને મેં રંગભૂમિ ઉપર જોયું ત્યારે એ એટલું અસરકારક ન લાગ્યું પણ, જેમ જેમ હું એને વાંચતી ગઈ તેમ તેમ મને લાગતું ગયું કે આ પુસ્તક જલદીથી તૈયાર કરી નાખું અને, રજા દરમિયાન બાકીનો ભાગ પૂરો કરી નાખ્યો.

આ ભાષાંતરમાં મૂળ મરાઠી નાટક કરતાં ઘણાખરા ફેરફારો કરવામાં આવ્યા છે. તે વિષેની અમૂલ્ય સૂચનાઓ માટે હું શ્રી. ધનસુખલાલ મહેતાની આભારી છું.

તદુપરાંત આ પુસ્તકનાં પ્રકાશનમાં શ્રી. એચ. એસ. દલાલની અણમોલ મદદ માટે હું તેમની ઋણી છું.

રશ્મિ

# એ વેણુ

જીવનમાં કે સાહિત્યમાં સર્જન દુઃખ માગે છે. આ કંઇ નવી વાત હું તમને કહેતો નથી. અનેક વેળાએ એ વાત આ નહિ તો બીજી રીતે તમે સાંભળી હશે–વાંચી હશે. છતાં, એની એ વાત આજે હું તમને કહું છું–ખરું પૂછો તો મારે તમને કહેવી પડે છે. આજથી લગભગ વર્ષ પૂર્વે હિંદમાં એક અપૂર્વ–દુઃખદ બનાવ બની ગયો. માત્ર હિંદમાં જ નહિ પણ, આખી દુનિયામાં એ પ્રસંગે માનવહૃદય ધબકતું કરી મૂકયું. દુઃખની એક ચીસ આબાલ–વૃદ્ધ, સ્ત્રી–પુરુષનાં મુખે નીકળી પડી; અને દૂર, દૂર બ્રાઝીલીયન સ્ત્રી-કવિ Cecilia Meireles નું હૈયું રડતું કરી મૂકયું. તેણે ગાયું:

God will say to you: "Men are brutes, my son.
We have toiled enough. Let us turn them loose, so that they return to chaos, so that the ocean may boil.
So that they may go and return, and again go and return.

Come and see from these my palaces of blue the ferocious battle of erros.

It is necessary to go back to the beginning.

I Shall also close my eyes.

And that is why I ordered that you should be broken with violence.

There is no more mankind to have you at its service.

Breathe with me your last breath. Until such times when we may open our eyes again.

When men will call for us."

કેટલું કરુણ એ ગાન! પણ સાથે, સાથે જ એક પ્રશ્ન ઊઠે છે કે આ કરુણ–અમાનુષી પ્રસંગની ભૂમિ તો મારી હતી જ્યારે આ અદ્ભુત ગાનના સ્વર પરભૂમિમાંથી મારે કાને આવે છે.! શું અહીં–ગુજરાતમાં કોઈ એવો મહાન કવિ–સર્જક નહિ હોય–જેનું હૃદય આ સમયે રડયું નહિ હોય–જેની આંખમાં આ વાત સાંભળી આંસુ નહિ ઉભરાયાં હોય?

શું આટલું જબ્બર આંદોલન પણ એની કલમને વેગ ન આપી શક્યું?

આવી તો જીવનની કેટકેટલી પળો આપણા વાર્તાકારે–કવિએ ગુમાવી છે. કેટકેટલા વા વંટોળે છેલ્લાં દસ વર્ષમાં જીવનનાં મૂળોને હલાવી મૂક્યાં અને એનાં મૂલ્યોનો પણ નાશ કર્યો. છતાં, કોણ જાણે કેમ આપણો કવિ ન જાગ્યો. અને, આપણો વાર્તાકાર ગત ગુજરાતનાં ગુણગાન ગાવામાં માત્ર રોકાઈ રહ્યો. ૧૯૩૦ પછી હિંદના ઇતિહાસમાં એક બીજી સાલ ઉમેરાઇ–૧૯૪૨. દેશની આઝાદી કાજેનું યુદ્ધ ફરી જામ્યું. હજારો માતાનાં સંતાનોએ ફરી એકવાર આ હોમમાં ઝંપલાવ્યું. બીજી બાજુ વિશ્વયુદ્ધમાં કરોડો માનવીઓનો સંહાર થયો. અને, દુનિયાના પટ ઉપર માનવી પોતાની માનવતા વિસરી ગયો. ત્યારેજ, અહીં બંગાળમાં

ટૂકડો રોટલીના અભાવે પુરુષે પ્રકૃતિનું વેચાણ કર્યું અને, મા–બાપે સંતાનોનો ત્યાગ કર્યો. માનું કુસુમ સરખું હૈયું પણ વજ્ર જેવું કઠોર–નઠોર બન્યું. અને Lady Macbeth ના શબ્દો જુદી રીતે પણ, ફરી ત્રણસો વર્ષ પછી પાછા તેના મુખે સંભળાયા :

Come, you spirits
That tend on mortal thoughts, unsex me here,
And fill me, from the crown to the toe, top-full
Of direst cruelty ! make thick my blood,
Stop up th' aecess and passage to remorse;
That no compunctions visitings of nature
Shake my fell purpose, nor keep peace between
Th' effect and it !

આ છેલ્લાં દસ વર્ષનો આપણો ઇતિહાસ. આ જ છે આપણા જીવનની વાર્તા. કહેતાં કહેતાં હૈયું ભરાઇ આવે–આંખોમાં મહેરામણ ઊભરાય તેવી. પણ, છતાં આપણા સર્જકનું ચિત્ત એમાં ન પરોવાયું.

કોઈ બચાવપક્ષે કહે છે કે તમારો કવિ બિચારો અર્ધી ભૂખે ઉચ્ચ સાહિત્ય–સર્જન ક્યાંથી કરશે ? પણ, એનો ઉત્તર તો મેં શરૂઆતમાં જ આપી દીધો છે કે ભર્યાં પેટે કોઈ દિવસ અર્ધી ભૂખની યાતના જાણી નથી.

આ વાત તો કોઇ પણ દેશનું આજનું જ નહિ પણ ભૂતકાળનું પણ સાહિત્ય પૂરવાર કરી આપશે. માત્ર જરા વધારે ઊંડા ઉતરી વિચાર જ કરવાનો રહે છે. પૈસે ટકે સુખી Lord Tennyson આજે માત્ર થોડાંક એનાં હૃદયસ્પર્શી ગીત–કાવ્યો માટે જ જાણીતો રહેવા પામ્યો છે – કોમળ, સુકુમાર એની વાણી આજે અનેક પ્રહારો સહન કરતા જીવને કૃત્રિમ લાગે છે. જ્યારે બીજી બાજુ Shelley, Keats કે Browning જેમણે જીવન જોયું છે, જાણ્યું છે–માણ્યું છે તેમનું કવન પણ માનવ જીવનની ધન્ય અને અભાગી

ખળોને સ્પર્શે છે. એમાં જીવનનું સાચું હીર સમાયું છે. '૩૦ પછી ઇંગ્લૅંડમાં ઉદ્‌ભવેલા કવિઓ વિષે પણ એટલું જ સાચું છે. '૧૪ નાં પ્રથમ વિશ્વયુદ્ધે એમનાં જીવન ઉપર ખારાશ પાથરી દીધી. યુદ્ધ-વિરામ પછીનાં એમનાં સ્વપ્નો અનેક રીતે ખંડિત થયાં અને હજી તો જીવનનું નવ-સર્જન થાય, ન થાય ત્યાં તો સ્પેનમાં આંતર વિગ્રહ શરુ થયો. આ કવિઓ ત્યાં દોડ્યા-તેમને પ્રેરણા મળી અને, Auden, Spender ના કંઠે ગીતો ગાયાં. આમ જીવન અને કવનનાં વહેણ એક સાથે વહેવા લાગ્યાં.

આવા જ જીવનના એક પ્રસંગમાંથી આ નાનકડા નાટકની પણ ઉત્પત્તિ થઈ છે. '૪૨ નાં સ્વતંત્રતાનાં યુદ્ધની એક બાજુનું એ દર્શન કરાવે છે. એનાં મૂળ બીજ તો Karel Capek નાં 'Mother' માં પડ્યાં છે. અને ત્યાર પછી એનું પ્રતિબિંબ કોઇને મરાઠી નાટ્ય સાહિત્યમાં મધુસૂદન કાલેલકરનાં 'ઉઘાચેં જગ'માં પણ દેખાશે. પરતું એક વાત કહી દઉં કે Capek નું 'Mother' એ કાલેલકરનું 'ઉઘાચેં જગ' નથી અને 'ઉઘાચેં જગ' એ આ નાટક નથી. ટૂંકમાં માત્ર વિચારના બે તાંતણા એક બીજાને જોડી રહ્યા છે. જેવી રીતે દુનિયાની કોઈ પણ બે સાહિત્ય કૃતિઓ વિચાર દર્શનમાં એક સરખી મળી આવે તેમ. Capek નાં મૂળ નાટકમાં બે વસ્તુઓ મુખ્ય છે. 'મા' નું પાત્ર અને સૌથી નાના ભાઈનું પાત્ર. કાલેલકરનાં નાટકમાં એક જ વસ્તુ મુખ્ય બને છે અને તે નાના ભાઈનું પાત્ર. પરંતુ, '૧૯૪૨'માં ફરી પ્રથમનાં બન્ને પાત્રો મુખ્ય ભૂમિકામાં આવે છે. આ છે માત્ર આ ત્રણે કૃતિઓ વચ્ચેની સરખામણી. પણ, એ ત્રણે વચ્ચેનું અંતર તો ઘણું છે. એ તો જ્યારે ફરી એક વાર એ ત્રણે સાથે વંચાય ત્યારે જ સમજાય. આટલા માટે જ કહી દઉં છું કે આ કૃતિ કોઇ પણ કૃતિનો માત્ર અનુવાદ છે એમ કોઈએ સમજવું નહિ.

આ થઈ નાટકનાં મૂળની વાત.

એનું વસ્તુ તો અદ્‌ભુત છે. આવું જ વસ્તુ આપને Synge નાં 'Riders To the Sea' માં જડે છે. એક માતાનાં ત્યાગનું—એનાં દુઃખનું દર્શન Synge એક જ વાક્યમાં કરાવે છે :

They're all gone now, and there isn't anything more the sea can do to me......I'll have no call now to be up crying and praying when the wind breaks from the south, and you can hear the surf is in the east, and the surf is in the west, making a great stir with the two noises, and they hitting one on the other.

આ છે એની યાતના. પતિ અને પુત્રોનાં અકાળ મોત પછી બિચારી એ 'મા' જીવીને પણ શું કરે? Synge નાં નાટકમાં એને મોત તો મળતું નથી પણ અહીં, આ નાટકમાં, એનો સર્જક એને અનંત શાંતિમાં પોઢાડી એનાં દુઃખના ઘા રૂઝવે છે. અને આમ જેમ આ વસ્તુ અદ્‌ભુત છે તેમ આ પાત્ર પણ અપૂર્વ છે. અનેક માતાઓનું એ પ્રતીક બને છે. ત્યાગમૂર્તિ સમી એ 'મા' નાં પાત્રમાંથી એક સર્વશ્રેષ્ટ 'મા' જન્મે છે. એટલું જ નહિ પણ, એની આસપાસ ભારતીની આઝાદી માટેનો આખો ઇતિહાસ રચાઇ રહે છે.

અને એનો અંત પણ Tolstoi ની નવલકથાઓ વિષે કહેલાં Edwin Muir નાં પેલાં વાક્યની યાદ આપી જાય છે :

......in chronicle time is not measured by human happenings, no matter how important; it is; and it continues to exist unchanged after its story has been told, still as regular in its movement, still as rich in accident and in the mutlitudes of figures it will discover.

આમ નાટક પૂરું થાય છે પણ, જીવનનું વહેણ તો અનંત વહ્યું જાય છે—માત્ર વાચકની કલ્પનાજ બાકીના એ રંગો પૂરી શકે—સાહિત્યકાર નહિ, સર્જક નહિ.

છેવટે એક–બે બીજાં પણ કડવાં વેણ કહી દઉં. અવેતન રંગભૂમિનો વિચાર આપણા નાટક ભજવનારાઓ છોડી દે અને, એથી વધારે તો આપણા અપરિપક્વ યુવાનો કૉલેજના રંગમંચ ઉપર નાટક–લાંબાં નાટકો ભજવવાનો મોહ જતો કરે. હું માનું છું કે જો આપણા સાહિત્યનાં આ અંગનો વિકાસ–થોડો સરખો પણ–સાધવો હોય તો આપણે કાર્યકરોને વેતન તો જરૂર આપવું જ પડશે. એ વેતનની વહેંચણી બીજા ગમે તે રીતે કરે પણ હું તો આ પ્રમાણે કરું:

નાટક ભજવ્યા પછી જે સાફ નફો રહે એમાંથી ૪૦ ટકા જેટલો ભાગ કાર્યકરોમાં વહેંચાઈ જાય, જ્યારે બીજા ૪૦ ટકા જેટલો ભાગ ભજવનારી સંસ્થા પાસે સિલક રહે–એનાં ઉત્કર્ષ માટે. અને છેલ્લો ૨૦ ટકાનો ભાગ લેખકને મળે. આ રીતે જ્યારે આપણે વિચાર કરતા થઈશું ત્યારે ગુજરાતને સારા નટ મળશે અને સારા નાટક લેખકો પણ મળશે. એટલું જ નહિ પણ આથી આપણા પ્રકાશકોની નાટક નહિ છાપવાની મમત પણ ઓછી થશે.

આ નાટકના નટને Shakespeare નાં જ વાક્યમાં સૂચના આપી દઉં ?

Be not too tame neither, but let your own discretion be your tutor; suit the action to the word, the word to the action; with this special observance, that you o'erstep not the modesty of nature.

અને એના દિગ્દર્શકને કહી લઉં કે એને રંગમંચ ઉપર મૂકતાં પહેલાં અથવા તો કોઈ પણ રીતે એનો ઉપયોગ કરતાં પહેલાં મારી જરૂર પરવાનગી મેળવી લે.

હોરમઝદિયાર દલાલ



# અને ખુલાસો:

શ્રી. મધુસૂદન કાલેલકરે રચેલ "ઉઘાચેં જગ" મરાઠી નાટકનું શ્રી. રશ્મિ પંચોલીએ કરેલું ભાષાંતર ડૉ. વસંત અવસરેએ અમને બતાવ્યું. અમે એ વિષે વિચાર કરતા હતા તેવામાં મૂળ મરાઠી નાટક રંગમંચ ઉપર ભજવાતું પણ ડૉક્ટરે અમને બતાવ્યું. આ ઉપરથી અમને જો લેખક અનુમતિ આપે તો એ આખું નાટક મઠારવાની ઇચ્છા થઈ. લેખકે અનુમતિ આપી અને અમે તે મઠાર્યું. કેટલું અને શા માટે તે અહીં ટૂંકમાં જણાવ્યું છે.

મૂળમાં કૉમ્યુનિસ્ટ શામનાં પાત્રને વધુ દુષ્ટ બનાવવા લેખકે તેને વીણાની સાથે બલાત્કારે પરણી જતો બતાવ્યો છે. આમાં કલાને બદલે પ્રચારની ગંધ વધુ હતી એથી અમે એ લગ્ન નથી કરાવ્યાં અને શામ પણ અકસ્માત ગોળીથી વિંધાઇને મૃત્યુ પામતો દેખાડ્યો છે. આરંભમાં શામજ વીણાને મળે છે અને વીણાને પોલીસના હાથમાં જતી બચાવવા પોતાની પત્ની તરીકે ઓળખાવે છે. એને પરિણામે શામને એ યુવતી પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય એ સહજ છે. આટલી કથા શામના વીણાને તેની ઇચ્છા વિરૂદ્ધ પરણવાના યત્નની અધમતાને પ્રમાણમાં હલકી બનાવે છે.

મૂળ નાટકમાં 'મા' ને ગોળી વાગે છે પછી 'મેલો ડ્રામા' માં ઘણીવાર બતાવવામાં આવે છે તેમ તેની પાસે લાંબા સંવાદ બોલાવવામાં આવે છે. એને બદલે, એને જેટલું કહેવાનું હતું તે આગળ કહેવડાવી દઇ, ગોળી વાગ્યા પછી તરત મરણ પામવા દેવામાં આવે છે.

અસલ ગીતો હતાં તે કાઢી નાખવામાં આવ્યાં છે. નાટકોમાં પશ્ચિમના દેશોની પેઠે ગદ્ય નાટકો અને સંગીત નાટકો એવા બે પ્રકાર છે તેમ અહીં પણ થાય એ ઇષ્ટ છે એવી માન્યતાને લઇને એમ કરવામાં આવ્યું છે.

અંતમાં, એડવિન મ્યુરે જેમ લખ્યું છે કે "વાર્તા કે નાટકનો અંત આવે છે પણ જીવનનાં વ્હેણ તો અસ્ખલિત વહ્યે જ જાય છે" તેમ નાટકને અંતે પ્રકાશ શિરીષને દેશસેવા કાજે ચાલ્યા જતા અને વીણા અને કલ્પનાને તેમની વાટ જોતાં ઘરમાં રહેતાં બતાવાયાં છે. પેલા બંને પુરુષો એ સેવાના યજ્ઞમાં ખપી જશે કે તેમાંથી એક ખપી જશે કે બંને યશ પ્રાપ્ત કરી પાછા આવશે એનો ખુલાસો ભાવિના પટ તળે છૂપાયલો જ રાખ્યો છે.

પ્રીસ્ટલીના 'મ્યુઝિક ઍટ નાઇટ' માં જેમ પશ્ચાદ્ભૂ વધુ સ્પષ્ટ અને સુરેખ કરવા સંગીતનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેમ આ નાટકમાં પણ પશ્ચાદ્ભૂનો ઉપયોગ કરીને યોગ્ય વાતાવરણ ઊભું કરવાનું કાર્ય દિગ્દર્શક ઉપર છોડી દેવામાં આવ્યું છે.

સેટિંગ્ઝ આખાં ય નાટકમાં એક જ છે અને તે છે 'મા' ના એક ફ્લૅટનો ખંડ, નાટકમાં આવતાં જુદાં જુદાં દૃશ્યોનાં 'કૉમ્પોઝિશન' માટે સુગમ અને સાહાયકર્તા થઇ પડે તેવી વસ્તુઓથી એ ખંડને ભરવાનું કામ પણ દિગ્દર્શકને સોંપ્યું છે. સેટિંગ્ઝમાં રંગમંચની મધ્યમાં આવે તેવું એક બારણું રાખ્યું છે. તે બારણામાંથી દેખાતો કઠેરો રાખવામાં આવે તો વધુ ઠીક થઇ પડશે. જમણી અને ડાબી બાજુ બારણાં હોય–એક તરફના બારણામાંથી જવાતા

બીજા ખંડની બારીઓ માર્ગ ઉપર પડે છે, અને એ બારી (પ્રેક્ષકોથી અદૃશ્ય) માંથી જોતાં જોતાં 'મા' ને ગોળી વાગે છે.

પહેલાં દૃશ્યના પહેલા પ્રવેશનો સમય તા. ૮–૮–૪૨ ની રાતના દસ વાગ્યાનો છે. તેનો બીજો પ્રવેશ તા. ૨૧મી એ આવે જ્યારે 'કર્ટન' પાડવાને બદલે માત્ર પ્રકાશ યોજનાથી ક્ષણવાર અંધકાર કરી પછીથી ધીમે ધીમે પ્રકાશ આવતો બતાવી તા. ૯–૮–૪૨ ની સવારનો સમય સૂચવી શકાય.

બીજાં દૃશ્યમાં એજ પ્રમાણે પહેલા પ્રવેશનો સમય થોડા દિવસ પછીની સાંજનો છે અને પા. ૫૮ મે આવતા બીજા પ્રવેશ વેળા પણ 'કર્ટન'ને બદલે પ્રકાશ યોજનાથી જ ત્રણચાર દિવસ પછીની સવાર બતાવી શકાય.

પા. ૯૪ ઉપર પણ રંગમંચ ખાલી પડતાં એજ પ્રમાણે પ્રકાશ યોજનાથી 'ફેઈડ આઉટ' અને 'ફેઈડ ઈન' કરવામાં આવે તો ઠીક. એ જ પ્રમાણે પા. ૧૦૬ ઉપર પણ કરીને પુનઃ પ્રકાશ કરવામાં આવે તે વેળા 'મા'ના મૃતદેહને શામના મૃતદેહ પાસે જ ગોઠવેલો પ્રેક્ષકો જુએ તે પ્રમાણે કરી દેવાથી ચારે જણ–પ્રકાશ, વીણા, શિરીષ, કલ્પના–એ મૃતદેહને નમન કરી શકશે.

જુદે જુદે હાથે પ્રુફો તપાસવામાં આવ્યાં છે એટલે છાપ ભૂલો છે ખરી પણ તે બધી સહેલાઈથી સુધારીને વંચાય તેવી છે. માત્ર પા. ૬૪ ઉપર છેવટના પેરામાં શિરીષ જ્યારે 'અગ્નિ' બોલે છે ત્યારે પોતે હાથમાં બીજી સિગરેટ બતાવે છે એટલું કરવું કારણ કે પહેલી સિગરેટ તો પહેલા જ પેરામાં તે ફેંકી દે છે.

બાકી તો, કથીરમાંથી કંચન બનાવવાનું કામ તો દિગ્દર્શક અને તેનાં અભિનવકારોને જ સોંપીએ છીએ.

ધનસુખલાલ મહેતા
હોરમઝદિયાર દલાલ

દૃશ્ય પહેલું : પ્રવેશ–૧ (પૃ. ૧)

સ્થળ : ફૉર્જેટ હિલ પરના એક ફ્લૅટનો એક ખંડ

સમય : તા. ૮–૮–૧૯૪૨ ના રાતના દસ

પ્રવેશ–૨ (પૃ. ૨૧)

સ્થળ : તેજ

સમય : તા. ૯–૮–૧૯૪૨ ની સવાર

દૃશ્ય બીજું : પ્રવેશ–૧ (પૃ. ૪૩)

સ્થળ : તેજ

સમય : થોડા સમય પછીનો સન્ધ્યાકાળ

પ્રવેશ–૨ (પૃ. ૫૮)

સ્થળ : તેજ

સમય : ત્રણ ચાર દિવસ પછીની સવાર

દૃશ્ય ત્રીજું :

સ્થળ : તેજ

સમય : એક કલાક પછી

## : પાત્રો :

મા :

શ્રીનિવાસ : સૌથી મોટો પુત્ર

શામકાંત : બીજો પુત્ર

ગુલાબ : ત્રીજો પુત્ર

શિરીષ : ચોથો પુત્ર

પ્રકાશ : 'મા'ની બહેનપણીનો પુત્ર

કલ્પના : શિરીષની પત્ની

વીણા : ક્રાંતિવાદી બંગાળી યુવતી

તે ઉપરાંત, પોલીસ માણસો વગેરે.



# ૧૯૪૨

[સ્થળ : ફ્રેંજેટ હિલપરનો એક સુસજ્જ ફ્લેટ. અંદરની એકંદર સજાવટ ઘરનાં લોકોની સંસ્કારિતાનો ખ્યાલ આપે છે. વચમાં એક મોટું અને ડાબી તથા જમણી બાજુ પર બે બારણાં છે.

સમય : રાતના દસેક વાગે પડદો ખુલે છે. એ વખતે રંગભૂમિ ઉપર કોઈ જ હાજર નથી. એટલામાં દૂરથી મોટરની બ્રેકનો અવાજ સંભળાય છે. થોડીજવારમાં બારણા પર ટકોરા સંભળાય છે. અવાજ સંભળાતાંજ બાજુના રૂમોમાં દીવા થાય છે. ડાબી બાજુની રૂમમાંથી **શ્યામ**કાંત પ્રવેશ કરે છે અને દીવાનખાનાનો દીવો કરી બારણું ઉઘાડે છે. બારણું ઉઘાડતાંની સાથે જ એક અજાણી સ્ત્રી અંદર ઘૂસે છે અને બારણું વાસે છે. **શ્યામ**કાંત દિંગ્મૂઢ બની જાય છે.]

**શામકાંત** : [ વય અઠ્ઠાવીસ-ચાર ભાઈઓ પૈકીનો એક-કોમ્યુનીસ્ટ છે ] કોણ તમે? કોનું કામ છે તમારે?

**વીણા** : [ વીણા-કલકત્તાવાસી-ક્રાંતિવાદી છે. ] ઉભા રહો, ઉભા રહો, આવા એક સામટા પ્રશ્નો પૂછશો નહિ. હું બધું હમણાં કહું છું. મારૂં......નામ......( એટલામાં મા દાખલ થાય છે ).

**મા** : [ ઉંમર લગભગ પચાસ વર્ષ ] શામ, કોણ છે આ?

**શામ** : મા મને પણ ખબર નથી. હું પણ એજ પૂછું છું.

**વીણા** : હું એજ કહું છું. મારૂં નામ વીણા દત્ત-હું રહું છું તો કલકત્તામાં-પણ આજ કોંગ્રેસના અધિવેશન માટે આવી હતી. ( એટલામાં જ બહાર મોટર ઉભી રહ્યાનો અવાજ આવે છે ) ઓ... મા, ખરે, પોલીસ જ...છુપાવો, છુપાવો, મને ક્યાંક......

**શામ** : એટલે, આ બધી શી ભાંજગડ છે? પોલીસનો આમાં શો સંબંધ?

**વીણા** : એ બધું હું પછી સમજાવીશ. હું કાંઈ ચોર નથી. આ જીવનમરણનો સવાલ છે. હું તમારો ઉપકાર કદી ભૂલીશ નહિ.

**શામ** : ( વિચાર કરીને ) મા, તું તારી રૂમમાં જા, હું બધું ઠેકાણે પાડું છું. ( મા અંદર જાય છે ) આમ જો, હવે આમાંથી છૂટવા માટે એકજ ઉપાય છે. ( એના કાનમાં કંઈક કહે છે-એ ઝડપથી અંદર જઈ લુગડાંનો ઢબ બદલી આવે છે ) જોજે હં, નાટક બરાબર ભજવાવું જોઈએ. ( પો. અધિકારી બારી પાસે આવે છે )

**વીણા** : આતું શું કરો છો? ચાલોને સિનેમા જોવા, રૂાયલ ઓપેરામાં કેટલું સરસ પિકચર આવ્યું છે.

**શામ** : તને તો બધા જ સિનેમા સારા લાગે છે! અત્યારે ખબર છે કેટલા વાગ્યા તે?

**વીણા** : મનમાં ધાર્યું ન હોય એટલે બધાં જ કારણો સૂઝે. બળ્યું એક દિવસ પણ મનમાન્યું ન થાય.

**શામ** : આવું જો કાંઈ બોલી તો આ મોઢું બંધ કરવું પડશે. [પાસે જાય છે. એવામાં એક અધિકારી દાખલ થાય છે]

**અધિ.** : Excuse me. (એક્સ્ક્યુઝ મી) હેલો મી. શામકાંત!

**શામ** : હેલો, તું અહીં, અને આ લેબાસમાં?

**અધિ** : થોડા સમય પહેલાંજ હું આ સી. આઈ. ડી. ખાતામાં જોડાયો છું.

**શામ** : આજે જ અને તે પણ રાત્રે આપનાં પુનિત પગલાં થયાં?

**અધિ** : એક રાજકીય કાવતરાંખોરની શોધમાં છું. એ આ ગલીમાં ક્યાંક ઘૂસી છે.

**શામ** : એટલે? બાઈ કે એમ લાગે છે?

**અધિ** : હા વળી—

**શામ** : પણ શું યાર, રાજકીય ગુનેગાર તે વળી સ્ત્રી અને તે વળી આ ઘરમાં!

**અધિ** : અરે, પણ મને શું ખબર કે આ ઘર તારૂં છે. તમારા જેવા કૉમરેડ પર તો સરકારનો સંપૂર્ણ વિશ્વાસ છે. પણ કેમ દોસ્ત ક્યારે પરણ્યો!

**શામ** : એ........એ—થોડાવખત પહેલાં જ.

**અધિ** : ભાભી ગુસ્સામાં લાગે છે?

**શામ** : હારે, અત્યારે સિનેમામાં જવા માટે હઠ કરે છે.

**અધિ** : એમાં શું થઈ ગયું? લઈ જાને ત્યારે—

**શામ** : જા લુગડું બદલ, આપણે જઈએ [વીણા અંદર જાય છે] કેમ કાંઈ પીણું બીણું લઈશ કે ?

**અધિ** : માફ કર ભાઈ, મારી ડયુટી બાકી છે હજુ [જાય છે].

**વીણા** : [પ્રગટ થઈને] છુટી બાપ. Thank you Mr –

**શામ** : મારું નામ **શામ**કાંત; પણ આ બધી ધમાલ શી છે? તમે કલકત્તાથી કૉંગ્રેસની બેઠક માટે આવો છો ને આ પોલીસ શાના પાછળ પડ્યા છે ?

**વીણા** : હું બધો ખુલાસો કરું છું ! મેં મારું નામ તો તમને કહ્યું છે ને, **વીણા દત્ત**.

**શામ** : નામ સાંભળ્યું હોય એમ લાગે છે.

**વીણા** : શક્ય છે. આમ તો હું સરકારની દૃષ્ટિએ એક પ્રસિદ્ધ વ્યક્તિ છું. ચિતાગોંગના શસ્ત્રાગાર કાવતરામાં હતી. મને પકડવા સરકારે દસહજારનું ઈનામ જાહેર કર્યું છે.

**શામ** : હા. હવે આવ્યું ધ્યાનમાં ! પણ તમારા પર આવું વૉરંટ હોવા છતાં તમે સભામાં હાજર રહેવાનું સાહસ કર્યું ?

**વીણા** : કરવું પડ્યું અને તે સાર્થક થયું. કૉંગ્રેસના સાઠ વર્ષના ઈતિહાસમાં આવી બેઠક ભરાઈ ન હતી. આજનું **મહા**ત્માજીનું ભાષણ સાંભળ્યું ?

**શામ** : હું ગયો જ નથી ત્યાં વળી સાંભળું ક્યાંથી ?

**વીણા** : જીવનની એક અણમોલ તક તમે ગુમાવી. 'ચલે જાવ'ના ઠરાવ ઉપરનું ગાંધીજીનું ભાષણ ! ખરેખર ! મહાત્માજી આટલું જુસ્સાભર્યું બોલી શકતા હશે એની કલ્પના પણ મને નહોતી. એમણે કરેલી 'ચલે જાવ'ની ઘોષણા ભારતીય ઈતિહાસમાં અમર રહેશે.

**શામ**: માત્ર ઠરાવ કરવા એ તો સહેલું છે. પણ આ ઠરાવ અંગે નિર્માણ થનારી ભાવિ આપત્તિઓનો કોંગ્રેસ સામનો કરી શકશે કે નહિ એ એક પ્રશ્ન છે.

**વીણા**: આવો પ્રશ્ન તમારા મનમાં ઉદ્ભવે છે એ આશ્ચર્યની વાત છે. ખૂદ સરકાર પણ આવો આરોપ તેના પર મૂકશે નહીં. કોંગ્રેસની સાથે મારે જો કે ઘણો મતભેદ છે તો પણ આ આરોપ મારાથી સહન નહિ થાય. કોંગ્રેસના નેતાઓ શૂરવીર છે, ત્યાગી છે, દેશ ખાતર ગમે તે કરવા તેઓ તૈયાર છે.

**શામ**: (વિષય બદલી) તમે ત્રણે દિવસ બેઠકમાં હાજર હતાં એમ લાગે છે.

**વીણા**: હા, બીજી જ હારમાં. પણ મને કોઈ જ ઓળખી શક્યું નહિ. સભા પૂરી થતાં હું પાછી કલકત્તા જવા ટૅક્સીમાં નીકળી એટલામાં મારી સહજ પાછવાડે નજર ગઈ. બીજી એક મોટરે અમારો પીછો પકડ્યો હતો. ડ્રાઈવરને મેં ખૂબ પૈસા આપ્યા અને ટૅક્સી જુદેજુદે ઠેકાણેથી લેવા કહ્યું. પણ તે મોટરે તો અમારો પીછો છોડ્યો જ નહિ.

**શામ**: થોડીવાર પહેલાં આવેલા અત્રેની જ મોટર હશે એ.

**વીણા**: નક્કી જ, પણ કમનસીબે પેટ્રોલ ખલાસ થયું! પછી તો મારે એકેય ઉપાય ન રહ્યો. મેં નીચે કૂદકો માર્યો અને ચંદુલી આવી તે ગલીમાં ધૂસી અને—

**શામ**: અહીં આવ્યાં.

**વીણા**: ખરેખર, મારા પર બહુ ઉપકાર કર્યો.

**શામ**: આવી ઉપકારની વાત કાઢી મને લજાવશો નહિ. તમારૂં વ્યક્તિત્વ અને કાર્ય એટલાં ઉજ્જવલ છે કે જે કાંઈ

થોડી ઘણી તમારી સેવા મારે હાથે થઈ એમાં હું મારૂં અહોભાગ્ય સમજું છું.

**વીણા:** ખરેખર, તમારા જેવાનાં ઔદાર્ય ઉપર અને માણસાઈ ઉપર તો હું જીવી રહી છું, અને સરકારની સાથે ઝઘડતી આવી છું. ગમે ત્યારે મેં કોઇનું બારણું ખખડાવ્યું છે અને મને આશ્રય મળ્યો છે.

**મા:** પોલીસ ગયા કે?

**શામ:** થોડી વાર પહેલાં જ—

**મા:** સારૂં થયું બાઈ, શું હતું? કોને ખબર? શિરીષ! એ...શિરીષ!

**શિરીષ:** [આ બધામાં નાનો લાઈ-કૉલેજિયન છે]
શું મા?

**મા:** અરે, આમને માટે થોડું દૂધ અને નાસ્તા માટે કાંઈ લઇ આવને. (શિરીષ જાય છે)

**વીણા:** ના, ના શું કામ નકામી તકલીફ?

**મા:** દીકરી, એમાં વળી તકલીફ કેવી? આવેલા મહેમાનોનું સ્વાગત કરવું એ કર્તવ્ય નથી શું? રાતના વખતે તમે આવ્યાં—

**વીણા:** મા હું તમને એક વાત કહું—

**મા:** કહોને—

**વીણા:** મને આમ તમે કહી બોલાવશો નહિ. મા પોતાની છોકરીને તમે તમે કહે કદી? (શિરીષ ખાવાનું લાવે છે)

**મા:** સારૂં. પહેલાં નાસ્તો કર. (વીણા દુધ પીએ છે)

**વીણા:** ઠીક ત્યારે હું રજા લઉં છું.

**મા**: એટલે આવે વખતે શું તું જવાની?

**શામ**: વાહ! હજુ છૂપી પોલીસો આસપાસ શોધમાં હશે.

**વીણા**: હું જાઉં છું. મારે લીધે નાહક તમારા ઉપર સંકટ—

**મા**: ના, હું તને જવા દેવાની જ નથી. હમણાં જ તેં મને મા ગણીને—પછી માની વાત છોકરીએ નહિ માનવાની? ને હમણાં ગુલાબ આવશે. જો એને ખબર પડી કે મેં તારા જેવી સ્ત્રીને મધરાતે સંકટમાં જવા દીધી છે તો ગુસ્સે થશે એ—

**વીણા**: ગુલાબ? કોણ એ?

**મા**: મારો છોકરો—

**વીણા**: સૌથી મોટા લાગે છે?

**મા**: વયમાં તો નહિ પણ કીર્તિમાં છે. ઉંમરમાં તો સૌથી મોટો શ્રીનિવાસ. એ ગયો છે લડાઇમાં. એના પછીનો શામ, એના પછીનો ગુલાબ અને સૌથી નાનો આ શિરીષ.

**વીણા**: એ તો ક્યારના ચૂપ જ બેઠા છે.

**શિરીષ**: તમે બોલો છો એ હું સાંભળું છું.

**શામ**: એજ સારું છે ભાઈ!

**વીણા**: ગુલાબ શું કરે છે?

**શિરીષ**: અખિલ ભારતીય કોંગ્રેસના સભાસદ છે એ! ગાંધીજી પણ એમની સ્તુતિ કરે છે. નાના જવાહરલાલ જ કહોને.

**વીણા**: એટલે ગુલાબ શાહ તે આજ કે?

**શિરીષ**: હા, એ જ.

**વીણા**: એમનું નામ તો ખૂબ સાંભળ્યું છે મેં.

**મા**: એનો પણ આવવાનો વખત થયો છે! એ પણ

કોંગ્રેસની બેઠકમાં જ ગયો છે.

**વીણા**: પ...ણ બેઠક તો ક્યારની યે પુરી થઈ.

**મા**: એને શું કાંઈ એક કામ છે. રાજકારણ સિવાય કાંઈ જ સુઝતું નથી એને, ને ઘર તો બીલકુલ સાંભરતું જ નથી.

**વીણા**: ખરેખર, તમે ભાગ્યશાળી તેથી જ તમારે પેટે આવો પુત્ર જન્મ્યો છે.

**શિરીષ**: સાંભળ્યું ને મા? જુઓને અમારી માને તો આ ગુલાબનું જીવન પસંદ જ નથી. એણે લગ્ન કરવાં, એનાં બાળ-ગોપાળ હોય અને એ હંમેશ ઘરમાં રહે એમ એ તો ઇચ્છે છે.—

**વીણા**: પણ એ કેમ બની શકે મા? કોઈપણ ધ્યેય પાર પાડવા માણસ ગાંડો બન્યો કે પછી તેને કોઈપણ બાબતની ગરજ કે ખ્યાલ રહેતો નથી.

**મા**: અને એજ મારે ન જોઈએ. છોકરો મોટો થાય અને જગત એનાં વખાણ કરે એમ કઈ માને નહિ થતું હોય? પણ તેથી તે દૂર જાય એમ તો ન જ ઇચ્છા થાય ને! માનાં દુઃખની કલ્પના તને નથી! મારો મોટો છોકરો લડાઈમાં ગયો છે–મૃત્યુનાં મોંમાં! તેનું તો બે વર્ષથી મોઢું પણ નથી જોયું. અને ગુલાબનું તો આવું રહ્યું, ઘરનું તો આકર્ષણ જ નથી. છોકરાં આપણી પાસે આવે, ખોળામાં માથું ઘાલીને આખા દિવ-સનાં કરેલાં પરાક્રમોનાં વર્ણનો કરે, ને તેના મસ્તક પર હાથ ફેરવતાં લાડ કરીએ એમજ દરેક માતા અપેક્ષા કરે.

**વીણા**: પણ છોકરાં મોટાં થાય એટલે એમને ઘરનું આક-ર્ષણ નથી રહેતું. પક્ષીનાં બચ્ચાંને પાંખ ફૂટી કે પછી તે રહે છે માળામાં? છોકરાં મોટાં થાય તે બહારનાં જગતમાં કાંઇ પરાક્રમ કરવા માટે, ને એ પરાક્રમનાં ઘણીવાર દૂરથી જ વખાણ

કરવાં એજ આપણું સ્ત્રીઓનું કર્તવ્ય હોય છે. પછી તે મા હોય, પત્ની હોય અથવા કન્યા હોય–

**મા** : તારાં લગ્ન થયાં છે?

**વીણા** : ના રે બા.

**મા** : પછી તને પત્નીનો અને માતાની અંતરવ્યથાનો શું ખ્યાલ? તને ખબર નથી. આ છોકરાંના બાપ વીરપુરુષ હતા. અને તેમની ક્રાંતિકારક દેશભક્ત તરીકે કીર્તિ હતી. એમનું પણ આવું જ. હંમેશ એ તો બહારના બહાર જ. આપણાં શૌર્ય તરફ પ્રેમાળપણે નિહાળનારી પોતાની પત્ની છે એનો ખ્યાલ સરખો પણ તેમને નહોતો. એમના જ સ્વભાવ ઉપર પડ્યા છે આ બધા છોકરા. ફક્ત **શિરીષ** જુદો છે. આ **શામ** તો કૉમરેડ એટલે **એ** તો ઘરમાં હોય એ જ નવાઈ.

**વીણા** : [શામને સંબોધી] એટલે તમે કૉમ્યુનીસ્ટ છો **એમ** લાગે છે?

**શામ** : [ગર્વથી] હા.

**વીણા** : એટલે જ.

**શામ** : એટલે જ શું?

**વીણા** : એટલે જ તમે કોંગ્રેસની સભામાં હાજર નહોતા.

**શામ** : જઈને શું કરવાનું? કોંગ્રેસના ઠરાવો સાંભળીને તો અમે ખૂબ જ કંટાળી ગયા છીએ. કાંઈ સંગીન કાર્ય કરો. સ્વતંત્રતા કાંઈ ઠરાવ પસાર કર્યે મળે છે? આપણા મધ્યમવર્ગીય લોકોનાં હાથમાં આવવા જેટલી સ્વતંત્રતા સહેલી નથી. મજૂરો વગર તો સ્વાતંત્ર્ય અશક્ય છે. મજૂરોનું સંગઠન કરો—

**શિરીષ** : હડતાળ પાડો—ફસાવીને પૈસા ખાઓ—અને સાથે સાથે માર પણ......

**શામ** : [એના પ્રતિ લક્ષ ન આપતાં] મજૂરો શક્તિશાળી થશે એટલે મુડીવાદનું નખ્ખોદ જ સમજી લેજો. અને મુડીવાદના જોર પર આ સામ્રાજ્યશાહીનાં પરિવારનું......

**શિરીષ** : (હસીને) તાળીઓ પાડું કે ભાઈ?

**શામ** : બોલ્યો કે તું પાછો વચમાં? મારા બધાય ઉત્સાહ પર પાણી ફેરવ્યું.

**શિરીષ** : પણ ભાઈ, એ થાક્યાં પાક્યાં આવ્યાં છે ને તે તો એમને કૉમ્યુનીસ્ટ પર છાપેલું વ્યાખ્યાન આપવા કમર કસી છે. એમને જરા આરામ તો લેવા દે. કાલ કાંઈ એ નાસી જવાનાં નથી.

**શામ** : શું કહેવાય?

**વીણા** : તમારા નાના ભાઈ ખૂબ હોંશિયાર લાગે છે.

**શિરીષ** : મારું બોલવું સાર્થક થયું ખરું. તમે બધાંને વિષે માહિતી મેળવી, પણ હું કાંઈ તમારા ધ્યાનમાં આવ્યો નહિ. ત્યારે વચમાં વચમાં બોલી મારું અસ્તિત્વ જણાવવું પડયું—

**વીણા** : પણ એને લીધે આ શામકાંતની ભાવનાઓ દુભાવીને?

**શિરીષ** : અરે, આ કૉમરેડને તો કાંઈનું કાંઈ સહી લેવાની ટેવ હોય છે જ હંમેશ.

**શામ** ; હવે તો હદ થઈ! મા, આ તારા લાડનું પરિણામ.

**શિરીષ** (વીણાને ઉદ્દેશીને) મારા નામની તો તમને અત્યાર-સુધીમાં ખબર પડી જ હશે. આ સાડાપાંચ ફૂટની કાયાને લોકો

શિરીષ કહે છે. હું કૉલેજમાં ભણું છું. શા માટે તે પૂછશો નહિ. આ વર્ષે હું બી. એ. માં છું. પેપર સહેલાં હશે તો પાસ થવાનો એ તો ખાતરી. કૉલેજની ક્રિકેટ ટીમનો હું કૅપ્ટન છું! એકંદરે તો હું ચાલાક અને સદ્‌ગુણી છોકરો છું.

**શામ** : આટલું જ? હજુ કાંઈ હોય તો જો. કોની સાથે કેમ બોલવું એ પણ તને સમજાતું નથી?

**મા** : તો ભલે નહિ સમજે. હજુ એ નાનો છે.

**શામ** : હા, નાનો! તને હવે દિવસે ને દિવસે ઓછું દેખાવા માંડ્યું છે એ ખરું છે! જોયું ને, એવો તો લાડકો કરી મૂક્યો છે આને!

**મા** : તમારે સુવું નથી કે આજે? અગીઆર વાગવા આવ્યા, જાઓ, સુઈ જાઓ—અને શિરીષ આજે તું ભાઈની રૂમમાં સૂજે હાં!

**શિરીષ** : હું......નહિ......જા. હું તારી પાસે જ સૂવાનો.

**મા** : આમ શું ગાંડા જેવું કહે છે, શિરીષ!

**શામ** : ના, હજુ લાડ કર. તમે જ કહો, માની સોડમાં સુવા જેવડો આ હવે નાનો રહ્યો છે? તો યે વળી સદ્‌ભાગ્ય કે જમતી વેળા કોળિયા ભરાવવાનું નથી કહેતો. મા, તેં એને સાવજ પરાશ્રયી કરી દીધો છે.

**મા** : અરે, ગમે તેટલો તો યે આ બધાં કરતાં એ નાનો છે, અને મારી પાસે જ હોય છે હંમેશા. તમારી માફક બહારનો બહાર નથી ફરતો હા તું નહિ માને પણ વીણા, હું જો એની સામે ન બેસું તો એને ગળે કોળિયો પણ નહિ ઉતરે.

**શામ** : અને હાલરડાં ગાઈ થાબડ્યા વિના તો ઉંઘ નથી આવતી ભાઈને. ખરું ને?

**શિરીષ:** સલામી ભર્યા વિના તને પણ ક્યાં ઉંઘ આવે છે?

**મા:** આ તમારૂં રોજનું જ છે. શિરીષ તું ડાહ્યો છે ને? તો જા, જઈને સૂઈ જા જોઈએ. આજની રાત ભાઈના ઓરડામાં. આ આપણાં મહેમાન છે, એ આજ મારી સાથે સૂશે.

**શિરીષ:** બહુ સારૂં...તો હું જાઉં છું? Good night all of you.

**શામ:** અચ્છા, Good night. (શિરીષ અને શામ બન્ને જાય છે.)

**મા:** મેં એ લોકોને જાણી જોઈને જ મોકલ્યા. મારે તારી સાથે વાતો કરવી હતી. પણ પહેલાં કહે કે તું કોણ અને ક્યાંની? અને તારી પછવાડે વળી પોલીસ શાના?

**વીણા:** આજ તમે મારી સાથે એટલા પ્રેમથી અને વિશ્વાસથી વર્ત્યાં છો કે મારે તમને કહેવું જ જોઈએ. મારૂં નામ તો તમે જાણ્યું ને?

**મા:** હા, એ ખબર છે મને.

**વીણા:** હું બંગાળની રહેવાસી.

**મા:** પણ તું ગુજરાતી તો સરસ બોલે છે.

**વીણા:** મારો જન્મ ભલે કલકત્તામાં થયો, પણ મારૂં બાળપણ બધું ગુજરાતીઓમાં વીત્યું છે, મારા કાકાને ઘેર.

**મા:** હં.

**વીણા:** હું ચાર દિવસ પહેલાં કલકત્તાથી અહીં આવી.

**મા:** પણ એમાં પોલીસનો શો સંબંધ?

**વીણા:** મા, આજ ત્રણ વર્ષથી મારા પર વૉરંટ છે.

**મા**: એ વળી શા માટે?

**વીણા**: હું જ્યાં મળું એ સ્થળે મને પકડવી એમ સરકારી હુકમ છે. મને પકડી આપનારને દસહજારનું ઇનામ પણ જાહેર થયું છે.

**મા**: બળ્યું એ ઇનામ. પણ તેં વળી સરકારનો શો ગુન્હો કર્યો?

**વીણા**: કાંઇ જ નહિ, ઉલટું એ લોકોએ આપણા કેટકેટલા ગુન્હાઓ કર્યા છે. તમને ખબર છે મા? આજ દોઢસો વર્ષથી આપણે અંગ્રેજોની ગુલામગીરીમાં છીએ—બીજા મુલકનાં ગોરાં માણસો અહીં આવીને હકૂમત ચલાવે છે, રાજ્ય કરે છે એમ આપણને ચૂસે છે. આ બધું અસહ્ય થવાથી દસ વર્ષ પૂર્વે મારા પિતાજીએ એક ત્રાસવાદી મંડળની સ્થાપના કરી.

**મા**: તારા પિતાજી?

**વીણા**: હા, ચિતાગોંગનું શસ્ત્રાગાર લૂંટવાની એમની યોજના હતી. પણ દુર્ભાગ્યે ફસાયા અને એમને જેલમાં સડવું પડયું.

**મા**: અરેરે, અને તારી મા?

**વીણા**: એ તો મારાં નાનપણમાં જ ગુજરી ગઇ. ત્રણ વર્ષ પહેલાં હું પિતાજીને મળવા ગઇ હતી ત્યાં મેં જે જોયું......

**મા**: શું જોયું?

**વીણા**: મારા પિતાજીને એક અંધારી કોટડીમાં પૂરી રાખ્યા હતા. અજવાળાનું તો નામનિશાન ત્યાં નહોતું. એ લોકોએ એમની ત્રાસદાયક દુર્દશા કરી હતી. ચાબખાનો માર ખાઇ ખાઇને તો એમની ચામડી કાળી ઠીકરા જેવી થઇ ગઇ હતી. એક હાથ તો દાઢી વધેલી, એક આંખ પણ સાવ નકામી થઇ ગયેલી અને રહી હતી તેનાથી બરાબર દેખાતું પણ ન હતું.

**મા** : શી દશા બાપ! આવું ભયંકર હોય છે કારાગાર?

**વીણા** : ફક્ત ક્રાંતિકારીઓ માટે જ આવી ખાસ વ્યવસ્થા સરકારે કરી છે.

**મા** : તારા પિતાજી તને ઓળખી શક્યા?

**વીણા** : ના. પહેલાં તો હું પણ એમને ઓળખી શકી નહિ. પિતાજીનું એ જીવતું ભૂત મારી નજર આગળથી આજે પણ ખસતું નથી. જેલમાંથી હું બહાર આવી તે સાવ જુદી જ થઈને. આજે વેરની વસૂલાત સિવાય બીજો એકે વિચાર મારાં મનમાં વસતો નથી. મેં પહેલાંનું મંડળ ફરીથી શરૂ કર્યું અને પહેલે જ સપાટે શસ્ત્રાગાર લૂટ્યું. પણ શું થયું કોણ જાણે અમારાં નામ ફૂટી ગયાં અને અમારા પર વૉરંટ છૂટ્યાં. તે આજ ત્રણ વર્ષથી હું ગુપ્તરીતે ફરું છું.

**મા** : ખરેખર, કેવી રોમાંચક હકીકત છે તારી! સ્ત્રીઓ આવી સાહસિક હોઈ શકે એ મને આજ જ ખબર પડી.

**વીણા** : હા, છોકરીઓ પણ સાહસિક હોઈ શકે છે. પણ આજનું શિક્ષણ એવું છે કે સ્નો પાવડર સિવાય અને સાડીઓની નવી નવી ભાતો સિવાય તેમને કંઈજ સૂઝતું નથી. પણ એમને પણ જ્યારે અન્યાયની જ્વાળા સ્પર્શે છે, ત્યારે સ્નો પાવડરમાં ગૂંથાયેલા હાથ શત્રુની ગરદન મરડવા સજ્જ થાય છે.

**મા** : તારી આ હકીકત ગુલાબ જાણશે ત્યારે એને તારે માટે કેટલું માન ઉપજશે. પણ વીણા, આમ નાસા નાસ અને અજ્ઞાતવાસ કેટલો વખત ચાલશે?

**વીણા** : આપણો દેશ સ્વતંત્ર થાય ત્યાંસુધી—

**ગુલાબ** : [વય છવ્વીસ. હંમેશ હસમુખો: ખાદીના લેબાસમાં] મા!

**મા** : આવ્યો, ગુલાબ? કહ્યું ક્યારે આવશે કોણ જાણે!

જીવ તો ક્યારનો તાળવે ચોંટ્યો હતો, ખાવાનું પણ ટાઢુંગાર થઈ ગયું છે.

**ગુલાબ** : મારે જમવું નથી. આજ ભૂખ જ નથી.

**મા** : થોડું દૂધ તો પી.

**ગુલાબ** : ના, કશાની જ આજ તો ઇચ્છા નથી.

**મા** : વધારે શ્રમ લે છે તેનું આ પરિણામ.

**ગુલાબ** : (માને ઇશારાથી આ બાઈ કોણ છે એ પૂછે છે.)

**મા** : આ વીણા દત્ત.

**ગુલાબ** : વીણા દત્ત! શસ્ત્રાગાર મંડળની તો નહિ?

**વીણા** : હા, એ જ હું.

**ગુલાબ** : Very Glad to meet you. આજનો દિવસ ભાગ્યોદયનો ગણાવો જોઇએ.

**વીણા** : હું પણ એમ કહી શકું ખરી! આજ સભામાં ગયા હતા ને? કેવી લાગી સભા?

**ગુલાબ** : શું કહું? કહેવા માટે શબ્દો જ નથી. આજનું ગાંધીજીનું ભાષણ કદી યે પૂરું ન થાય એમ લાગતું હતું. ભર ચોમાસામાં, ઉઘાડમાં હજારો લોકો એ અવિસ્મરણીય ભાષણ સાંભળી રહ્યાં હતાં. 'ચલે જાવ'ની ઘોષણાથી બધો શ્રોતાવર્ગ કેવો ખળભળી ઊઠ્યો હતો!

**મા** : હું સૂવા જાઉં છું, વીણા. તમે વાતો કરી રહો એટલે તું મારી પાસે મારા રૂમમાં સૂવા આવજે. (જાય છે)

**ગુલાબ** : તમને પણ ઊંઘ આવતી હશે નહિ?

**વીણા** : નારે, ના.

**ગુલાબ**: તમારી સાથે ખૂબ ખૂબ વાતો કરવી છે. પણ તમને ત્રાસ તો નહિ થાય ને?

**વીણા**: છી, છી! ઉલટું તમારા જેવા વિદ્વાન દેશભક્ત સાથે બોલવા મળે છે એમાં હું મારું ભાગ્ય સમજું છું!

**ગુલાબ**: અને હું પણ એમ કહી શકું! આજની કોંગ્રેસની ઘોષણા વિષે તમારો શું મત છે?

**વીણા**: ઘોષણા કરી તે યોગ્ય જ કરી છે. પણ જનતા? જનતાની શું એટલી તૈયારી છે?

**ગુલાબ**: કોંગ્રેસનો જનતા પર એટલો પ્રભાવ પડે છે—

**વીણા**: પણ તમને શું લાગે છે-આ ઘોષણા સાંભળી સરકાર શું ચૂપ રહેશે? શરૂઆતમાં જ સરકાર જુલમ કર્યા વિના રહેશે નહિ.

**ગુલાબ**: ના, બ્રીટીશ સરકાર એટલી મૂર્ખ નથી. સળગેલી આગમાં એ હાથ તો નહિ ઘાલે. મને તો નથી લાગતું.

**વીણા**: પણ ક્યાં ઘણો સમય છે? કાલ જ આપણને સરકારી ઘોષણાની પણ ખબર પડશે.

**ગુલાબ**: તમે તો આગામી ચળવળમાં ભાગ લેવાનાં જ હશો—

**વીણા**: અહિંસાત્મક લડાઈ થશે તો નહિ! સાચું કહું તો અહિંસા પર મને રજ માત્ર વિશ્વાસ રહ્યો નથી.

**ગુલાબ**: તો પણ અહિંસાથી સામનો કર્યા સિવાય બીજો રસ્તો નથી. હિંસાથી સામનો તો સમોવડીઆનો કરવાનો હોય. આપણા હાથમાં નથી સત્તા કે નથી શસ્ત્ર. પછી હિંસાત્મક લડાઈ કેમ કરશો?

**વીણા**: જનતાનો ઉઠાવ કરીને. તમારો અહિંસા ઉપર વિશ્વાસ છે?

**ગુલાબ**: ખરૂં કહું તો આજકાલ રાજકારણમાં એટલો ગોટાળો થઈ ગયો છે કે કઈ દિશામાં પગલાં માંડવાં એ પણ માણસને વિચાર થઈ પડ્યો છે! અહિંસા ઉપરનો મારો વિશ્વાસ જો કદાચ ડગમગતો હોય અને સમાજવાદ પ્રતિ મારૂં મન આકર્ષાતું હોય, તો પણ અહિંસા એ કોંગ્રેસનું સાધન છે અને હું કોંગ્રેસનો સેવક છું—

**વીણા** : પણ અહિંસાથી વર્તવાનું કોની સાથે? જે નિઃશસ્ત્ર લોકો પર શસ્ત્રથી હૂમલો કરે છે એની સાથે?

**ગુલાબ** : શાંત થાઓ વીણા—

**વીણા** : શાંત થાઉં?—કેમ શાંત થાઉં? આગ્રા જેલમાં અંતિમ ઘડીઓ ગણતી ગણતી બેઠેલી મારા પિતાની અસ્થિપિંજર મૂર્તિ જ્યાંસુધી મને દેખાય છે ત્યાંસુધી હું શાંત કેમ રહું? આગ ભભૂકી રહે છે મારા દિલમાં—

**ગુલાબ** : તમારૂં દુઃખ સમજાય છે મને વીણા—

**વીણા** : પારકું દુઃખ શીતળ હોય છે, ગુલાબ.

**ગુલાબ** : પણ હું તમને ક્યાં પારકાં ગણું છું? સ્વાતંત્ર્યના એક જ ધ્યેય પાછળ મચી રહેલા આપણે સૈનિકો છીએ. આપણા પંથ ભલે જૂદા હોય પણ ધ્યેય તો એક જ છે ને? બાકી ખરેખર તમારો થોડા સમય પૂર્વેનો આવેશ જોઈને તો મને ઘડીભર પ્રકાશની ઝાંખી થઈ.

**વીણા** : કોણ એ, તમારા ભાઈ?

**ગુલાબ** : ભાઈ નહિ. મિત્ર! પણ વર્તન ભાઈ જેવું જ. એ બોલવા માંડ્યો તો આવો જ આવેશમાં આવીને બોલે છે. મહા

જહાલમતવાદી છે.

**વીણા** : નામ શું કહ્યું? પ્રકાશ—

**ગુલાબ** : પ્રકાશ પંડિત.

**વીણા** : એટલે સમાજવાદી પક્ષના મંત્રી તો નહિ?

**ગુલાબ** : હા, એજ......

**વીણા** : એની અને તમારી મૈત્રી છે?

**ગુલાબ** : બહુ જ. હમણાં તો એ જેલમાં છે; નહિ. તો, આજ એનું વડું મથક. અરે લોકો પણ ફસાઈ જાય છે. લોકોને એમ લાગે છે કે આ અમારો ભાઈજ છે. માને ખૂબ મમત્વ છે એના ઉપર અને એને મારા પર. એ પણ અમારી માને મા કહે છે.

**વીણા** : ખરેખર, કોઈપણ તમારી માને મા કહે એવી તમારી મા છે.

**ગુલાબ** : તમે જોયો છે પ્રકાશને?

**વીણા** : એમ તો મેં જોયા છે એમને! સભામાં સરસ બોલે છે. અને બીજા ઉપર પ્રભાવ પાડવાની ખૂબી તો એમનામાં અનેરી જ છે. એમને મળવાની, એમની સાથે ખૂબ ખૂબ વાતો કરવાની મારી તીવ્ર ઇચ્છા છે. પણ એ રહ્યા મોટા માણસ.

**ગુલાબ** : તમારી ધારણા ખોટી છે, હં! નાનાં મોટાંનો એને ભેદ જ નથી. પોતાની વિદ્વત્તાનો એને ગર્વ નથી. બિલકુલ નમ્ર છે મારો એ ભાઈ. આજની સભા વખતે મને એ ખૂબ ખૂબ યાદ આવ્યો.

**વીણા** : ખરેખર, એ આજે છૂટા હોત તો સારૂં, નહિ? તેમના જહાલ નેતૃત્વની જનતાને આ સમયે ખાસ જરૂર છે!

**ગુલાબ** : ખરી વાત છે! જે તક માટે એનો પક્ષ ૧૯૩૯ ની સાલથી વાટ જુએ છે તે તક આજ ગાંધીજીની ઘોષણાને

કારણે મળવાના સમયે એનો જેલનિવાસ છે એ સાચે જ દુર્ભાગ્યની વાત છે.

**વીણા** : મને લાગે છે કે આ ઘરમાં મારું આગમન કોઈ દૈવયોગે જ થયું છે.

**ગુલાબ** : એટલે તમે અચાનક આવ્યાં છો કે શું?

**વીણા** : હા વળી, ગયા ત્રણ વર્ષથી હું ગુપ્ત રીતે ફરું છું. ગુપ્તપોલીસની નજર ચુકાવવા આ ઘરનો મેં આશરો લીધો અને પછી સમજાયું કે આ ઘર આખા ગુજરાતના ભૂષણરૂપ એક કોંગ્રેસી નેતાનું—

**ગુલાબ** : બસ, બસ, બદનામીને પણ કાંઈ આરો હોય કે નહિ?

**વીણા** : ચાલો! બાકી તમારું આખું કુટુંબ બહુ પ્રેમાળ છે હં કે! કાલે જતી વખતે મને ખૂબ વસમું લાગશે.

**ગુલાબ** : એટલે શું તમે કાલે જવાનાં?

**વીણા** : એમાં શું કાંઈ શંકા છે?

**ગુલાબ** : હં, તમે તો ઘણાંએ જવાને તૈયાર થાઓ પણ અમે તમને જવા દઈએ તો ને.

**વીણા** : એટલે શું તમે મને હંમેશની જ રોકી રાખવાના છો કે શું?

**ગુલાબ** : એમાં કાંઈ સંશય છે? આવડી મોટી ક્રાંતિકારી વ્યક્તિ અમારે ઘેર આવે અને એને અમે જવા દઈએ કે?

**વીણા** : ગુલાબ, હું અહીં શું કામ ન રહું? પણ હું કેવી જાતની સ્ત્રી છું એ તો હવે તમને ખબર છે. સરકાર ખાઈપીને મારી પૂંઠે પડી છે. મારે માટે તમારા બધાંએ દુઃખ વેઠવું પડે—એતો ભલમનસાઈનો દુરુપયોગ કર્યો કહેવાય—

**ગુલાબ** : એ વિષય ઉપર ચર્ચા કરી કાલ નિર્ણય કરીશું–

**વીણા** : કેટલા વાગ્યા હશે અત્યારે ?

**ગુલાબ** : બે, અઢી થયા હશે લગભગ. સમય કેટલો ઝટ પસાર થયો, નહિ.

**વીણા** : હા, (એક ફોટા તરફ જોઈને) આ ફોટો કોનો ?

**ગુલાબ** : મારા મોટાભાઇનો–**શ્રી**નીવાસનો—

**વીણા** : પેલા જે લડાઇમાં ગયા છે એમનો ?

**ગુલાબ** : હા, અમે એને **શ્રી** કહીએ છીએ. ખૂબ પ્રેમાળ છે. મોટપણનો અહં એમનામાં જરાએ નથી.

**વીણા** : ને આ ફોટો તમારા પિતાજીનો લાગે છે ?

**ગુલાબ** : હા, હું દશ વર્ષનો હતો ત્યારે એઓ દેવલોક પામ્યા. તે દિવસથી માએ અમને મોટા કર્યા.

**વીણા** : એટલા માટે જ તમે આમ બહારના બહાર ફર્યા કરો છો. એ એમને જરાએ ગમતું નથી. પોતાના લોહીનું પાણી કરીને એમણે તમને મોટા કર્યા છે. તમે બધા એની પાસે રહો એમ એ ઇચ્છે છે એ—

**ગુલાબ** : પણ એ કેમ બની શકે? માણસે પોતાની માતા માટે પ્રેમ રાખવો તેના કરતાં એણે પોતાનાં કર્તવ્ય તરફ વધારે લક્ષ રાખવું જરૂરી છે. પરતંત્ર રાષ્ટ્રના તરુણોનું ધ્યેય સ્વાતંત્ર્ય સિવાય બીજું શું હોઈ શકે? કેમ બોલતાં નથી? યોગ્ય ન લાગ્યું તમને ?

**વીણા** : લાગ્યું ને—

**ગુલાબ** : [ એકદમ ] ભૂલી જ ગયો હું તો ! કાલે મારે શિવાજી પાર્કમાં એક ભાષણ છે. એના મુદ્દા હજી તો તૈયાર કરવાના છે.

**વીણા**: પણ તમે ગાંધીવાદી અને શામકાંત કૉમ્યુનીસ્ટ, એટલે તમારે અને એમને ઠીક ચકમક ઝરતી હશે, નહીં ?

**ગુલાબ**: હા, હંમેશ! અને પ્રકાશના આવ્યા પછી તો પૂછશો જ નહિ. એ અહિંસાની એવી તો રેવડી ઉડાડે છે.

**વીણા**: અને મારીએ અહિંસા પર કાંઈ શ્રદ્ધા બેસતી નથી. ગાંધીજીનું તો તત્ત્વજ્ઞાન જાગતિક છે પણ જ્યાં સુધી જગતનું રાજકારણ તલવારની ધારે ચાલી રહ્યું છે ત્યાં સુધી એ તત્વજ્ઞાનનો પરતંત્ર હિંદુસ્તાનને શો ઉપયોગ ?

**ગુલાબ**: કોણ જાણે એવું પણ બને કે આજના શાંતિપૂર્ણ જગતમાંનો અહિંસાનો અર્થ આવતી કાલના ક્રાંતિકારક જગતમાં બદલાઈ પણ જાય.

**વીણા**: આવતી કાલની લડાઈ જો હિંસાત્મક થઈ તો ?

**ગુલાબ**: તો એ રણસંગ્રામમાં હું પ્રથમ ઝંપલાવીશ,

**વીણા**: તો તો બહુજ સારૂં. મને એ બહુ ગમ્યું! પણ તમારે લખવું હશે, નહિ ? કાલે આપણે ફરી વાતો કરીશું—

**ગુલાબ**: અચ્છા, ગુડ નાઈટ......

**વીણા**: Good night (ગુલાબ જાય છે) [વીણા અંદરની રૂમમાં જાય છે. પડદો પડે છે ને થોડીવાર પછી ખૂલે છે. સ્થળ એજ. સમય રાત પૂરી થતાં પ્રભાત ઊગે છે. દિવસ ૯ ઑગસ્ટ ૧૯૪૨. સ્ટેજ પર આછા છાયા પ્રકાશ દેખાય છે અને દૂરથી સારંગીના સૂર સંભળાય છે. વીણા જમણે બારણેથી દાખલ થાય છે. એની મુખમુદ્રા ખૂબ ઉલ્લાસિત લાગે છે અને એ Mood માં બારી પાસે જઇ એકાદ ગીતની લીટી ગણગણવા માંડે છે. ગીત ચાલુ હોય છે એવામાં જ શિરીષ દીવાનખાનામાં આવીને ઊભો રહે છે. વીણાનું એ તરફ ધ્યાન નથી. શિરીષના પહેરવેશ ઉપરથી એ બહાર જતો હોય એમ લાગે છે]

**શિરીષ**: કેટલો સુંદર તમારો કંઠ છે.

**વીણા**: (ચમકાઇને) તમે સાંભળી ગયા ?

**શિરીષ**: સાંભળવું પડયું. હું કાંઈ બહેરા નથી.

**વીણા**: છી...એ અર્થમાં મેં નહોતું કહ્યું સાંભળવા યોગ્ય એમાં કાંઇ નહોતું.

**શિરીષ**: એ તો અમારે નક્કી કરવાનું. બાકી રાજકારણમાં પડેલાં માણસો ગાઈ શકે એ આજેજ મને ખબર પડી.

**વીણા**: વાહ રે વાહ! રાજકારણમાં પડનારાં પણ માણસોજ હોય છે. અને રાજકારણી માણસો કલાકાર ન હોય એમ કોણે કહ્યું?

**શિરીષ**: લ્યો! અમે તમારા કંઠનાં માત્ર વખાણ કર્યાં એટલે તમે તો પોતાને કલાકાર ઠરાવી બેઠાં.

**વીણા**: હવે બોલવું ય શું માણસે? તમે કૉલેજમાં જનાર મોટાં માણસો.........

**શિરીષ**: અરર......કૉલેજ વિષે તમારી કાંઇ ભળતીજ ગેરસમજ લાગે છે. કૉલેજમાં જ્ઞાનનાં ઝાડ ઊગે છે એમ જો તમે માનતાં હો તો એ તમારી ભૂલ છે. કૉલેજમાં જે છોકરા, વિશેષતઃ જે છોકરીઓ જાય છે, તેમાંથી નવ્વાણું ટકા જ્ઞાન વિના બાકી બધું ભણવા જાય છે!

**વીણા**: એટલે...તમે પણ......

**શિરીષ**: એ નવ્વાણું ટકા પૈકીનો જ—હું શું ભણવા માટે કૉલેજમાં જાઉં છું?

**વીણા**: તો શા માટે?

**શિરીષ**: રમવા માટે ને પ્રેમ કરવા માટે. કૉલેજમાં પ્રોફેસરનાં 'એ ઈઝ ઈક્વલ ટુ બી' પરનાં અર્થશૂન્ય ભાષણ સાંભળવા કરતાં તો સામેનાં લાકડાં પર બેઠેલી ચિત્રવિચિત્ર છોકરીઓનાં મોંએથી 'ઓ મા, અરે ઉંદર' એ મીઠા અને પ્રેમાળ

ઉદ્ગાર સાંભળવામાં બાપાજીના પૈસાનો સદુપયોગ કરનાર મહાત્માઓ થોકડાબંધ મળશે.

**વીણા** : તમારો પ્રલાપ જો એકાદા પ્રોફેસરે સાંભળ્યો તો પોતાનાં જ્ઞાનનો સદુપયોગ જોઇને એને તો મલબારહિલ પરથી નીચે પાણીમાં કૂદકો માર્યા સિવાય છૂટકો નહિ રહે. (બંને હસે છે) બાકી, તમારા ભાંડુઓમાં તમારો સ્વભાવ સાવ જુદો જ પડે છે.

**શિરીષ** : સંભવિત છે. એક હાથની પાંચે આંગળીઓ સરખી હોતીજ નથી. અને ખરું કહું, સૌથી નાનો ભાઈ થવા જેવું ભાગ્ય બીજું કાંઈ નથી.

**વીણા** : એ કેવી રીતે ?

**શિરીષ** : સંસારની જવાબદારી મોટાભાઈ ઉપર, બાકીનો ભાર વચલા ઉપર અને નાનાને તો છૂટા ફર્યા કરવાનું, ને ઉપરથી બધાંના લાડ.

**વીણા** : આ તમારી બાબતમાં તો ખરું લાગે છે. પણ આ શું ? આટલી વહેલી સવારે ક્યાં નીકળ્યા ?

**શિરીષ** : કેમ નવાઈ લાગે છે ?

**વીણા** : હા, વળી—

**શિરીષ** : યોગ્ય છે, કારણ કૉલેજ સ્ટુડંટ અને પ્રભાત બન્નેને કૉમ્યુનીસ્ટ અને પ્રામાણિકપણા જેવું વેર છે.

**વીણા** : આ તમે બોલો છો એટલે ઠીક છે.

**શિરીષ** : પણ—હવે મારી વાત કરો તો એમાં અપવાદ છે. કારણ ઓલિમ્પીકસ પાસે આવવાને લીધે દોડવાની પ્રેકટિસ માટે સવારે વહેલા ઊઠવાની ફરજ પડે છે. I hope you will not mind it (શિરીષ સીગારેટ કાઢી ફૂંકવા માંડે છે.)

**વીણા** : Certainly not, એક વાત પૂછું તમને ?

**શિરીષ** : એક મૂકીને ચાર પૂછો ને.

**વીણા** ગુસ્સે તો નહિ થાઓને?

**શિરીષ** : હું અને ગુસ્સો? પછી તો થઈજ રહ્યું ને! પૈસા ખાઉં કહ્યા બદલ કદાચ કૉમ્યુનીસ્ટો ગુસ્સે થશે, પણ હું કદી જ નહિ થાઉં.

**વીણા** : આ તમારી રમત અને સિગરેટની લતમાં આપણા હતભાગી દેશનો કદી પણ વિચાર આવે છે? રમત્તું અને સિગરેટના ધૂમાડા કાઢવા એજ શું આપણા યુવાનોનું જીવન છે? આપણી ભારત ભૂમિના પગમાં પડેલી ગુલામીની બેડી તોડવા માટે કાંઇ ભોગ આપવાની કલ્પના કદી સેવી છે?

**શિરીષ** : અરે બાપરે, એટલે તમે મને માતૃભૂમિ વિષે એક લાંબું વ્યાખ્યાન સંભળાવવાનો નિશ્ચય કર્યો લાગે છે! પણ આ જુઓ! આપણા દેશ વિષે અને એ ગુલામીની શૃંખલા વિષે આપણે પછીથી નિરાંતે વાતો કરીશું. મને મોડું થશે—હું જાઉં છું. [જાય છે **વીણા** કાંઇ વિચાર કરે છે. ટેબલ પરથી પર્સ ઉંચકે છે અને બહાર જવા માટે બારણું ઉઘાડે છે એટલામ અંદરની રૂમમાંથી **શામ**કાંત આવે છે]

**શામ** : કોણ, **વીણા**? અત્યારે ક્યાં નીકળ્યાં?

**વીણા** : [ગુંચવાઇને] એનું એમ છે......

**શામ** : કેમ છે?

**વીણા** : એટલે હું......મને જરા......

**શામ** : નકામો મને છેતરવા પ્રયત્ન કરશો નહિ. ખરૂં કહો તમે બહાર જવા નીકળ્યાં હતાં ને?

**વીણા** : હા, એજ વિચાર મારો હતો, અને એની આડે તમે ન આવો એમ ઇચ્છું છું.

**શામ** : સારૂં થયું. હું ફરવા માટે વખતસર ઊઠ્યો. તમે કાંઇ ગાંડાં તો થયા નથીને? આ સુરક્ષિત ઘરમાંથી તમે ક્યાં જવાનાં? પાછા છૂપી પોલીસના પંજામાં?

**વીણા** : ગયા ત્રણ વર્ષો હું શું કરતી આવી છું? મારે જવું જોઇએ શામકાંત.

**શામ** : ના હું નહિજ જવા દઉં, આજ તો નહિજ. તમને તમારા રક્ષણની કાળજી નહિ હોય પણ અમને તો છે. બેસો ત્યાં—આમ છાનાંમાનાં ચાલ્યાં જાઓ તો માને શું લાગશે?

**વીણા** : એ મને નહીં જ જવા દે માટે મારે આ માર્ગ સ્વીકારવો પડ્યો. હું અહીં રહેવામાં સુરક્ષિત છું એ કબૂલ. પણ મારી ખાતર બીજાંને ત્રાસ થાય એ મને પસંદ નથી.

**શામ** : પણ અમને ત્રાસ થાય છે એમ તમને કોણે કહ્યું?

**વીણા** : એ કાંઇ કહેવું ન પડે. તમે મને આશ્રય આપ્યો છે એમ સરકારને ખબર પડી તો શું થશે?

**શામ** : એ ખબર છે મને.

**વીણા** : તો પછી મારા રક્ષણ ખાતર એક કુટુંબનો ભોગ આપવાની મારી ઇચ્છા નથી. મારે જવુંજ જોઇએ શામકાંત! તમે તમારી ખાનદાની બતાવી! એક રાતને માટે તમે મને આશ્રય આપ્યો—પોલીસના પંજામાંથી ચાલાકીથી છોડાવી એ અણમોલ ઉપકાર હું નહિ ભૂલી શકું.

**શામ** : શા સારૂં નકામી ઉપકારની વાતો કાઢો છો? હું એને ઉપકાર માનતો જ નથી. કર્તવ્ય સમજું છું.

**વીણા** : વાહ, ઉપકાર કેમ નહિ? મારી કાંઇપણ ઓળખાણ સિવાય તમે મને આશરો આપ્યો એ કાંઈ નાનો સૂનો ઉપકાર કહેવાય?

**શામ** : થોડો શું, ખૂબ જ ટોપલો ભરીને થયો. એકંદરે તો તમે એને ઉપકાર જ માનો છો ને ?

**વીણા** : નિઃશંકપણે.

**શામ** : તો એ ઉપકારનો બદલો કેવી રીતે વાળવાનાં છો તમે ?

**વીણા** : બદલો, ને તે આ સ્થિતિમાં ?

**શામ** : તો એ ઉપકારનો બદલો વાળવો હોય તો આજનો દિવસ અહીંથી જશો નહિ. ઉપકારના પ્રમાણમાં બદલો જ મોંઘો નથી.

**વીણા** : આ તો તમે મારી સૂડી વચ્ચે સોપારી જેવી સ્થિતિ કરી.

**શામ** : હજુ તમારી હઠ કાયમ જ છે કે......તો ઊભા રહો આપણે એમ કરીએ, આપણે મા અને ગુલાબનો મત લઇએ, વધુ મતે પસાર......એ મા ! એ ગુલાબ !

**વીણા** : ના શામકાંત નકામું......

**શામ** : એ મા ! એ ગુલાબ !

**ગુલાબ** : કેમ શામ, આટલે મોટેથી બૂમો પાડવાને શું થયું છે ?

**શામ** : એવું કાંઇક થયું છે ખરું. આ હવે જવાની વાતો કરે છે.

**ગુલાબ** : વાહ, એમ કેમ બને. મેં તો આખી રાત કેટલા મનસુબા ઘડી રાખ્યા હતા. ને તમે જશો તો તો બધું ખલાસ.

**મા** : અલ્યા કેમ બૂમ પાડી હતી ?

**શામ** : આ હવે જાય છે.

**મા** : વાહ ભાઈ વાહ, એ તો ઘણીયે જાય પણ હું જવા દઉં ત્યારેને. કાલ રાત્રે તો આવી અને કાંઈ મનમાન્યું કરવા પણ મળ્યું નહિ. તારે માટે તો સવારના ઉઠીને બાસુંદી કરવા બેઠી.

**ગુલાબ** : જુઓ, આટલી તૈયારી તો ભાંગી પાડવાનાં! અને આજકાલતો દૂધના ત્રાસને લીધે બાસુંદીનો તો સોના જેટલો ભાવ છે. અનાયાસે તમારે લીધે અમને બાસુંદી ખાવા મળશે. કેમ શામ?—

**શામ** : આપણી વાત જાણે જવા દે. પણ એ બાસુંદીને કેવું અપમાન લાગશે. અમારે માટે તો નહિ તો એ બાસુંદી ખાતર તો જરા વિચાર કરો.

**મા** : હદ થઈ હવે તો તમારા લોકોની ચાવળાશને. વીણા, અહીં આવ જોઉં. તેંજ મને કાલે મા માની ને? પછી માનું સાદું સીધું કહેવું પણ માનવાનું નહિ કે? રહેશે ને તું?

**વીણા** : માનું મન દુભવવું એ કેમ બની શકે?

**શામ** : હવે આપણે નાસવું જ પડશે હાં કે ગુલાબ!

**ગુલાબ** : શા માટે ભાઈ?

**શામ** : અરે, મા અને દીકરી તો એક થઈ ગયાં હવે તો બાસુંદી શું અને શ્રીખંડ શું. સાદા રોટલાનીએ પંચાત પડશે.

**મા** : ચલ, ડાહ્યલો નહિ તો.

**શામ** : પણ મા, ચહા બા કાંઈ થયું છે કે નહિ? બાસુંદીને તો હજુ વાર છે પણ......ત્યાંસુધી......ચહા તો.

**મા** : અરે, પણ મોં તો ધોશો કે નહિ?

**શામ** : ચાલો ભાઈ. (શામ, વીણા, ગુલાબ જાય છે)

**શિરીષ** ; (હાથમાં છાપું લઈ પ્રવેશ કરે છે) મા, ગુલાબ ક્યાં ગયો?

**મા** : અંદર છે. પણ કેમ અલ્યા, વચારાં ક્યાંથી આવ્યો.

તું? પુરૂં થયું એટલામાં દોડવાનું?

**શિરીષ** : હું દોડવા ગયોજ નહોતો. અરધે રસ્તેથી જ પાછો ફર્યો. મા, આજ અરધી રાતે કેટલી ઉથલપાથલ થઈ તને ખબર છે?

**મા** : એવું શું થયું છે?

**શિરીષ** : સરકારે ગાંધીજીને પકડ્યા.

**મા** : શું કહે છે?

**શિરીષ** : આ રહ્યું ચોકખું છપાઇને આવ્યું છે ને, આખા શહેરમાં કેટલી ગડબડ થઈ ગઈ છે? ગુલાબ, એ......ગુલાબ.

**ગુલાબ** : અરે જરા ઓછો બરાડા પાડ.

**મા** : સાંભળ્યું કે શું થયું તે?

**ગુલાબ** : શું થયું?

**મા** : ગાંધીજીને પકડ્યા.

**ગુલાબ** : શું?

**શિરીષ** : ગાંધીજીને નહિ પણ આખી કારોબારી સમિતિને (વીણા, શામ પ્ર. ક.) 'ચલે જાવ' નો ઠરાવ કરતાં એમને જેલમાં 'ચલે જાવ' કરવામાં આવ્યાં.

**ગુલાબ** : તને આવે વખતે મશ્કરી પણ કેમ સૂઝે છે? સાંભળ્યું વીણા, સરકારનું પરાક્રમ?

**વીણા** : તમે જ સાંભળો. મેં તો કાલ જ કહ્યું હતું પણ તમે માન્યું નહિ.

**ગુલાબ** : આખરે સરકારે ગણેશ માંડ્યા.

**શામ** : જે થયું તે બરાબર થયું છે.

**ગુલાબ** : શું બોલ્યો? થયું તે બરાબર થયું છે? કોંગ્રેસના નેતાઓને પકડ્યા એ બરાબર થયું છે?

**શામ** : નહિ તો શું? આ સમય શું સરકારનો સામનો કરવાનો છે? જગતમાં કેવડું મહાન લોકયુદ્ધ ચાલી રહ્યું છે. બ્રિટીશ સરકાર રશિયાની મદદથી ફાસીસ્ટ જર્મની જોરે લડે છે. આવે સમયે સરકાર પાસેથી સ્વાતંત્ર્યની માગણી કરી તેને મૂંઝવણમાં મૂકવી એ યોગ્ય છે? એના લીધે તો યુદ્ધતંત્ર આખું નબળું પડી જાય.

**ગુલાબ** : તારું મગજ નબળું પડયું લાગે છે. યુદ્ધતંત્ર અને હિંદી સ્વાતંત્ર્યને શો સંબંધ?

**શામ** : રશિયા લોકયુદ્ધમાં ગુંથાયેલું છે. આવે વખતે મિત્ર-રાજ્યને મૂશ્કેલીમાં મૂકવું એટલે ખરું જોતાં રશિયા પર—

**ગુલાબ** : સમજ્યો, સમજ્યો એકંદરે રશિયા યુદ્ધ કરે ત્યાં સુધી આપણે સ્વાતંત્ર્યનો વિચાર જ ન કરવો. શામ, તમને કૉમરેડોને ભેજું છે કે નહિ?

**શિરીષ** : છેને! પણ એમણે એની અંદરની અક્કલ રશિયામાં ઘરેણે મૂકી છે. કેમ રે ભાઈ, યુદ્ધના રંગ સાથે સાથે તમારા તત્વજ્ઞાનનો પણ રંગ બદલાવા માંડયો કે શું? રશિયાએ જ્યારે જર્મની સાથે તહનામું કર્યું ત્યારે તમે બ્રિટીશરો સામે કટ્ટર શત્રુની દૃષ્ટિએ જોતા. પણ રશિયા જ્યારે ઇંગ્લંડને મળ્યું તે વખતથી બ્રિટીશરોનાં ગુણગાન ગાવા લાગ્યા અને સામ્રાજ્યવાદી યુદ્ધને એકદમ લોકયુદ્ધ ઠરાવ્યું?

**શામ** : આમ જો શિરીષ, તને રાજકારણમાં કાંઈ જ સમજ પડતી નથી તો પછી વચમાં નકામું બોલીશ નહિ. આ વિષય તારો નથી. એકાદી નવલકથા લઈને વાંચવા બેસ, જા......

**વીણા**: એકંદરે તમારા કહેવા પ્રમાણે આ નેતાઓની ધરપકડ યોગ્ય જ છે ખરૂં? પણ આના લીધે શું થશે એમ તમને લાગે છે?

**શામ**: થાય શું વળી? કાંઈજ થવાનું નથી.

**શિરીષ**: સાંભળો ભાઇઓ, તમારો વાદવિવાદ પૂરો થાય એટલે મને કહેજો. ત્યાં સુધીમાં હું ચા પીને આવું. ચાલ મા. (માને લઈ અંદર જાય છે)

**વીણા**: તમને અનુભવ નથી **શામ**કાંત. પણ આજ ત્રણ વર્ષથી જનસમાજમાં હું ફરૂં છું. જનતાની આશા આકાંક્ષા મેં જાણી છે. બ્રિટીશ સામ્રાજ્યશાહી પ્રત્યેનો રોષાગ્નિ અંદરનો અંદર ધૂંધવાયા કરે છે. કઈ ક્ષણે આ જ્વાળામુખી ભભૂકશે એ કાંઈ કહી શકાય નહિ. ગાંધીજી એ બરોબર સમજી શક્યા અને 'ચલે જાવ'ની ઘોષણા કરી. પ્રજાને હવે જોઇતું હતું તે મળ્યું.

**ગુલાબ**: આ કૉાસરેડોને ક્યાં કશું મળ્યું છે?

**શામ**: અમારો મેળવવાનો માર્ગ જૂદો છે. તમે ઘેલા બની 'ચલે જાવ'ની પ્રશંસા કરો છો, પણ આપણા ઠરાવનું આમ ધરપકડમાં રૂપાંતર થશે એનો કોંગ્રેસના નેતાઓને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહિ હોય.

**વીણા**: એમને બધો ખ્યાલ હતો.

**શામ**: એમ જો ખબર હોત તો એ લોકોએ જાણી જોઇને આ સંકટમાં માથું માર્યું ન હોત.

**વીણા**: પણ **શામ**કાંત, આ સ્વાતંત્ર્ય સંગ્રામ—

**ગુલાબ**: શું કામ નકામી માથાફોડ કરે છે **વીણા**? આપણું કહ્યું એમને ગળે ઉતરવાનું નથી. નકામું ગળું સુકાવ્યાનો શો અર્થ?

**શિરીષ**: (ચહા લઇ આવે છે) એ સુક્કા ગળામાં ચહા રેડો ને

પછી જુસ્સાભેર વાદવિવાદ શરૂ કરો. (બધાં ચાહ પીવા લાગે છે) [એટલામાં તેમનું લક્ષ છાપામાંની એક હકીકત પર જાય છે] અરે તારીની... આ જોયું કે ગુલાબ! આજ સભા છે ગોવાલીયા ટેંક પર—

**ગુલાબ**: હેં ખરી વાત, ત્યારે તો મારે જવું જ પડશે. તું આવે છે, શિરીષ?

**શરીષ** : માફ કરો મુરબ્બી! સભાનું નામ સાંભળ્યું કે મારે શરીરે રૂંવાટાં ઊભાં થાય છે. એ ગર્દી અને એ ધક્કામૂક્કી, તેનાં કરતાં ત્યાં જે કાંઈ થાય તે મને આવીને કહેજો એટલે બસ.

**ગુલાબ** : અને આપ કૉમરેડ સાહેબ—

**શામ** : આજકાલ મને આવી સભામાં આવવા વખત નથી.

**શિરીષ** : લોકયુદ્ધ માટે વાંચકોને ન સમજાય એવા લેખો લખવા હશે, નહિ તો લોકયુદ્ધની પત્રિકાઓની પસ્તી વેચવા જવું હશે.

**ગુલાબ** : સારું, તો હું જાઉં છું—(જવા લાગે છે)

**વીણા** : ઊભા રહો, હું પણ આવું છું.

**ગુલાબ** : ક્યાં? સભામાં—

**વીણા** : હા, સભામાં.

**ગુલાબ** : પણ તમારા પરના વૉરંટની—

**વીણા** : પૂર્ણ ખ્યાલ છે મને. અમથી બીક બતાવશો નહિ. આજની સભામાં હું આવવાની જ.

**શામ** : આ અવિચારીપણું છે.

**વીણા** : પણ હું નાઈલાજ છું. મારે જવું જ જોઇએ.

**ગુલાબ** : પણ ત્યાં તમને કોઈ ઓળખી કાઢશે તો?

**વીણા** : તમે આટલા બીકણ હશો એવું મને લાગ્યું નહોતું. મારી જવાબદારીનો મને સંપૂર્ણ ખ્યાલ છે. હં, ચાલો!

**શામ** : મા ને તો કહી ચાલો.

**વીણા** : એ મને મોકલશે નહિ. એમને કહેજો કે બાસુંદી ખાવા જરૂર આવીશ. ચાલો ગુલાબ—

(બન્ને જાય છે)

**શામ** : (નિશ્વાસ મૂક્તો) શું વિચિત્ર છોકરી છે.

**શિરીષ** : અને સુંદર પણ—

**શામ** : છટ્! સ્ત્રીઓની પછવાડે એમનાં સૌંદર્યની વાતો કરવી એ શિષ્ટાચાર નથી.

**શિરીષ** : હાજરીમાં કહેવું ?

**શામ** : વાયડો છે.

**શિરીષ** : આ પદવી તો હવે જૂની થઈ—પણ તું સભામાં કેમ ન ગયો ? આવો સારો સાથ હતો તોયે.

**શામ** : તારી જીભને તે હાડકું છે કે નહિ ?

**શિરીષ** : બિલકુલ નહિ. અને તે કોઇનીજ જીભને હોતું નથી. કૉલેજમાં આટલાં વર્ષો ગાળ્યા પછી પણ તને આવી સાદી વાત ખબર નથી ! શું સ્થિતિ છે આજના યુવાનીઆઓની ! આજ સિદ્ધરાજ હોત તો—દુર્દૈવ ગુજરાત ! હે ગુજરાત !

**શામ** : મારી માવડી, હવે બસ કર. તારૂં આ ભીમદેવી ભાષણ સાંભળી શરીરનાં રૂવાટાં ઊભાં થાય છે. બીજું ગમે તે કહે પણ છોકરી ખરેખર મીઠી છે.

**શિરીષ** : એટલામાં જ અનુભવ થયો લાગે છે.

**શામ** : કૉલેજમાં જવા માંડ્યો ત્યારથી વાયડો થતો જાય છે. તરુણ સ્ત્રીપુરુષના પવિત્ર સંબંધપર—

**શિરીષ** : મારો બિલકુલ વિચાર નથી. અરે એક વર્ષ સુધી કોઈ એક છોકરીને બહેન કહીને ફેરવવાની અને વર્ષ પછી

એનો જ હાથ પકડીને ચોરીનામંડપમાં બિરાજવાનું—આ તરુણ તરુણીનો પવિત્ર સંબંધ.

**શામ**: ત્યારે તારે શું કહેવું છે?

**શિરીષ**: કહેવાનું તો એટલુંજ કે કોઈ પણ યુવાને પોતાનાં મનની તુલના ઊંચાં શિખરો સાથે કરવી નહિ. નાની ટેકરીઓ શું ખોટી છે? કદાચ હું કોમ્યુનીસ્ટોની દેશભક્તિ ઉપર વિશ્વાસ રાખીશ

તરુણ તરુણીના પવિત્ર સંબંધ પર—

**શામ**: આજકાલ કૉલેજમાં સમાજ શાસ્ત્ર શીખવા માંડયું લાગે છે? [એટલામાં **શ્રી**નીવાસ-બધામાં મોટો ભાઈ, ઉંમર વર્ષ ત્રીસ-મીલીટરી પોષાકમાં દાખલ થાય છે.]

**શિરીષ**: કોણ? (એને ભેટે છે)

**શામ**: ક્યારે આવ્યો?

**શ્રી**: હમણાં જ. (શિરિષ સામે જોઈ) વાહ રે પઠ્ઠે! કેટલો બદલાઈ ગયો છે, હં!

**શિરીષ**: અરે આતો મારો વિકાસ છે!

**શ્રી**: એમ કે? મા ક્યાં છે?

**શિરીષ**: મા......ઓ મા......**શ્રી** આવ્યો છે.

**મા**: **શ્રી**! આવ્યો કે! આમ પાસે આવ.

**શિરીષ**: ઉભી રહે મા, તું પહેલાં બહાર ઊભો રહે જોઉં. અંદર જઈ પાણીનો લોટો ભરી લાવ, એની નજર ઉતારવા.

**શ્રી**: ચલ, ચલ, ડાહ્યલો નહિ તો. હજુ તારો પહેલાંનો સ્વભાવ ગયો લાગતો નથી.

**શિરીષ**: [**શ્રી** પ્રતિ જોઈને બાકી મા, આ જરા જાડો થયો લાગે છે નહિ......

**મા**: ખરૂં કહું? અત્યારે તો મને કાંઈજ લાગતું નથી. આનંદાશ્રુથી મારી આંખો ભરાઈ ગઈ છે. **શ્રી** આમ આવ દીકરા? મારી પાસે.

**શ્રી**: (એને વળગી) મા......

**મા**: બોલ બેટા?

**શ્રી**: મા આજ મને કેટલું હળવું હળવું લાગે છે! ગયાં બે વર્ષ જ્યારે હું તારાથી દૂર હતો, હજારો માઈલ દૂર હતો ત્યારે દરેકે દરેક સુખ મને ત્યાં મળતાં પણ તારાં પ્રેમાળ સ્પર્શની હૂંફ ત્યાં નહોતી મળતી. અને એ એક જ વિચાર મને બેચેન બનાવતો. આજ મને ખૂબ ખૂબ આનંદ થયો. ગુલાબ ક્યાં ગયો છે?

**શિરીષ**: એ તો ગયો છે સભામાં.

**શ્રી**: હજુ એનો એ નાદ ગયો લાગતો નથી?

**શિરીષ**: ઉહું, ઉલટો એને તો બીજો નાદ લાગ્યો છે. એની તો બીક લાગે છે—

**શ્રી**: એટલે?

**શિરીષ**: કાંઈ નહિ, અરે આતો સહેજ મશ્કરી કરતો હતો. પણ આશું હજુ તેં કપડાં નથી કાઢ્યાં—પહેલાં બદલી નાંખ જોઉં. આ વેશમાં તારી સાથે બોલતાં મને જરા બીક લાગે છે. તારી રૂમ અમે એવી ને એવી જ રાખી છે. (**શ્રી** અંદર જાય છે.)

**મા**: અત્યારે પ્રકાશની જ ખોટ પડે છે, નહિ?

**શિરીષ**: પ્રકાશ હોત તો એને ખૂબ આનંદ થયો હોત! પણ એ તો અત્યારે જેલમાં છે.

**મા**: હવે જો ગુલાબ આવીને શ્રીને જોશે તો આશ્ચર્ય પામશે નહિ?

**શિરીષ** : પણ મા, તું આમ વાતો કરે છે એનાં કરતાં શ્રીને માટે ચાહ કરને, એને ખાંડ ઓછી જોઇએ છે હં કે! મા, એને બટાટાં પૌંઆ પણ ઘણાં ભાવે છે, એ તને યાદ છે ને?

**મા** : અરે ગાંડા, પણ એ તારો ભાઈ છે પણ મારો તો એ છોકરો છે. પોતાના છોકરાને ભાવતું ન ભાવતું મા ભૂલી જાય કે?

**શિરીષ** : તો પછી તું એ કર ત્યારે. (મા અંદર જાય છે) કેમ આ કૉમરેડ આજ કેમ શાંત છે! આજ કાંઈ સોમવાર નથી. મને તો આજ એટલો આનંદ થાય છે કે બધાંને લઇને નાચું. ચાલ આવે છે?

**શ્રી** : કોઇએ ક્યાંએ જવાનું નથી. આજનો દિવસ સખ્ત મજુરી. મારે તમારી સાથે ખૂબ વાતો કરવી છે. અને મા ક્યાં ગઈ?

**શિરીષ** : એ ગઈ છે અંદર ચહા કરવા.

**શ્રી** : તને બોલતાં તો આવડે છે ને? **શામ**, મને લાગ્યું કે તું મૂંગો થઈ ગયો છે. હું આવ્યો ત્યારથી તો તને બોલતાં સાંભળ્યો જ નથી!

**શામ** : આ નગારાં આગળ અમારી પીપુડી શેં સાંભળી જશે?

**શિરીષ** : પણ તું આમ ઓચિંતાનો આવ્યો, જણાવ્યું પણ નહિ!

**શ્રી** : એજ તો ખૂબી છે ને! તમને એકદમ ચકિત કરવાનો મારો વિચાર હતો—થયા કે નહિ ચકિત?

**શિરીષ** : ખરેખર થયા ભાઈ!

**શ્રી** : બાકી હું બે વર્ષે આવ્યો તોયે ઘર તો એનું એજ છે.

**શિરીષ** : એટલે દર વર્ષે ઘર બદલવાનો તું શું કૉમરેડ લોકોનો મત સમજે છે?

**શામ** : આવ્યો કે પાછો મૂળસ્થાને?

**શિરીષ** : Oh, Sorry. હં, મારા ધ્યાનમાં જ રહેતું નથી.

**શ્રી** : (સિગરેટનું પાકીટ કાઢતાં) Do you smoke, Sham?

**શામ** : No, Thanks!

**શ્રી** : અને તું અલ્યા ભોળા?

**શિરીષ** : Certainly, if you don't mind. (**શ્રી,** શિરીષને સિગરેટ આપે છે. બંને પીવા લાગે છે. **શામ** જોઇ રહે છે)

**શામ** : શિરીષ, તને કાંઇ લાજશરમ છે કે નહિ? કે બધી ગીરો મૂકી આવ્યો છે?

**શિરીષ** : ગીરે મૂકી આવ્યો છું એમ તને લાગે છે?

**શામ** : ત્યારે બીજું શું? મોટાભાઈ સામેજ સિગરેટ પીએ છે?

**શિરીષ** : તો શું ચીરૂટ પીઉં? પણ એમાં તને અજુગતું શું લાગ્યું? આપણે તો ભાઇઓ છીએ. નાનપણમાં આપણે નહોતા એકબીજાને પીપરમીટ આપતા? મોટપણમાં સિગારેટ આપીએ એમાં ખોટું શું?

**શામ** : તારી ધૃષ્ટતાની હદ થઈ.

**શિરીષ** : પણ તું હંમેશ પાશ્ચાત્ય સંસ્કૃતિનાં વખાણ કરે છે, અને રશિયામાં આમ છે ને રશિયામાં તેમ છે—પણ રશિયામાં બાપ દીકરાને સિગરેટ ઑફર કરે છે, એ તું સાફ સાફ ભૂલી જાય છે.

**શામ** : બસ, બસ. હવે જાણ્યું તારૂં ડહાપણ.

**શ્રી** : પણ એમાં આટલું બધું ચિડાવા જેવું શું છે? અરે, યુરોપમાં બાપ દીકરાને દારૂનો ગ્લાસ પણ ઑફર કરે છે.

**શામ** : હવે જ્યારે તુંજ આવું કહેવા માંડયો એટલે કાંઈજ બોલવા જેવું રહ્યું નથી.

**શ્રી** : અરે આમ ગુસ્સે ના થઇશ! ભાઇઓ ભાઇઓમાં તો કેવો વિશાળ પ્રેમ અને છૂટ હોવી જોઇએ. આપણી પેલી બિલાડી ક્યાં ગઈ? અને પેલી આપણી કામવાળી ગંગા એ તો ક્યાંય દેખાઈ નહિ—એને બહુ લાગણી હતી મારા પર.

**શિરીષ** : હજુ રોજ તારી ખબર પૂછે છે.

**શ્રી** : કોણ? બિલાડી કે ગંગા? (બંને હસે છે) [ગુલાબ, **વીણા**, આંખો ચોળતાં આવે છે]

**શ્રી** : ઓહોહો! ગુલાબ, કેટલો સૂકાઈ ગયો છે? (પાસે બેસાડે છે) આ આંખો કેમ લાલ છે? કાંઈ ઉજાગરા કર્યા છે કે શું?

**શિરીષ** : ખૂબ કામમાં હોય છે એ આજકાલ.

**શ્રી** : ખૂબ પરિશ્રમ કરવો સારો નહિ. પહેલાં શરીર સંભાળવું, પછી બધું—અને આ કોણ?

**ગુલાબ** : આ......**વીણા દત્ત**. આપણે ઘેર મહેમાન છે. કોંગ્રેસની બેઠક માટે આવ્યાં હતાં—અને **વીણા**, આ મારો મોટો ભાઈ—**શ્રી**નીવાસ—મોટો વૈજ્ઞાનિક છે.

**વીણા** : Very glad to meet you.

**શ્રી** : So am I! પણ કેમ અત્યા સ્હવારમાં જ ક્યાં ગયો હતો?

**ગુલાબ** : ગોવાલિયા ટેંક પર ગયો હતો—સભા હતી માટે.

**શ્રી** : શાની સભા હતી?

**ગુલાબ** : નિષેધની. આજ કોંગ્રેસના નેતાને પકડ્યા ને.

**શ્રી** : એમ. પછી શું થયું સભામાં?

**વીણા** : શું ન થયું એ પૂછોને.

**શ્રી** : એટલે શું થયું?

**વીણા** : તમે જ કહો ગુલાબ, મારાથી તો કહેવાતું નથી.

**ગુલાબ** : ભલે, અમે ગયાં ત્યારે રાષ્ટ્રગીત ચાલુ હતું. પણ એટલામાં કશાકનો અવાજ થયો અને બધે વાયુ ફેલાયો. શેનો વાયુ ખબર છે? અશ્રુવાયુ. આપણા લોકોને તેની કાંઇજ કલ્પના નહોતી. પણ કોઇજ ગભરાયું નહિ. જોતજોતામાં કેટલીક સ્ત્રીઓ અને બાળકો બેશુદ્ધ બન્યાં પણ કોઈનાએ મોઢાં પર ગભરાટ કે ઉદ્વેગ નહોતો. થોડીવાર પહેલાં પડેલા વરસાદને લીધે મેદાનમાં કીચડ હતો. એ કીચડમાં કપડાંની પરવા ન કરતાં બધાં લોકો પડી રહ્યાં.

**શ્રી** : ધન્ય છે એમને!

**ગુલાબ** : અને એ અશ્રુવાયુમાંથી બચાવવા માટે આસપાસના ઘરોમાંથી લોકોએ જોર્જેટની સાડી, રેશમી ધોતિયાં, અને જરીના રૂમાલ પાણીમાં પલાળીને નાખ્યા.

**શ્રી** : પછી શું થયું?

**ગુલાબ** : અધુરામાં પુરૂં વળી લાઠીમાર. સરકારે તો આમ હદ વાળી નાખી.

**વીણા** : આ તો હજુ ગણેશ મંડાયા, જે સરકારે જલિયાનવાલા બાગમાં હજારો સ્ત્રીપુરૂષોનો સંહાર કરી રસ્તા પરના કુતરાને મોતે માર્યા—એ સરકાર, ફક્ત અશ્રુવાયુ છોડીને શાંત રહેશે શું?

**શ્રી** : પણ આવા અત્યાચાર કરવાને સરકારને કંઈ કારણ?

**વીણા** : પણ જનતા આ સહન નહિ કરે. ફક્ત કોઈ માર્ગદર્શકની જરૂર છે. સરકારની સામે થવા પ્રજા ઉત્સુક થઈ છે. સરકારને એની જ રીત પ્રમાણે જવાબ આપવો જોઈએ.

**શામ** : તમે ભૂલો છો. આ સમય ઝઘડવાનો નથી. સરકારને

આવે સમયે મૂસ્કેલીમાં મૂકવી એ યોગ્ય નથી. એને લીધે લોક-યુદ્ધમાં અડચણ થશે.

**વીણા**: ચુલામાં ગયું એ લોકયુદ્ધ. અમારૂં યુદ્ધ શરૂ થયું છે. ગુલાબ, હવે આપણે સ્વસ્થ બેસી રહીશું એ નહિ ચાલે.

**ગુલાબ**: હું પણ એજ વિચાર કરૂં છું. પણ આપણા બધા નેતાઓ જેલમાં છે. હવે કોના હુકમ પ્રમાણે લઢાઈ ચલાવવી?

**વીણા**: સેનાપતિ ન હોય એટલે કાંઈ યુદ્ધ અટકી પડતું નથી.

**ગુલાબ**: આજ પ્રકાશની જરૂર હતી, નહિ?

**વીણા**: ખરેખર! એમના લાયક નેતૃત્વની જનતાને આજે ઘણી જરૂર છે. એ નથી ત્યાં સુધી આપણે જ એ લોકયુદ્ધ ચલાવવું જોઇએ. સરકારને લાગ્યું હશે કે વીસ વર્ષ સુધી અહિંસાનો ઉપદેશ સાંભળીને પ્રજા ડરપોક બની ગઈ હશે, પણ એને બતાવી આપો કે જનતા બીકણ નથી.

**શિરીષ**: માફ કરજો વચમાં બોલ્યા બદલ–પણ આથી કોંગ્રેસની શિસ્તમાં ભંગ નહિ થાય કે?

**વીણા**: એનો વિચાર કરવાનો વખત નથી. આ યુદ્ધને પરિણામે હિંદુસ્તાન સ્વતંત્ર થશે એમ હું કહી શકતી નથી, પણ એમાંથી ભાવિ લડાઇને જરૂર સ્ફૂર્તિ મળશે.

**શામ**: હું જરા બહાર જઈ આવું. જોઈએ ક્યાં સુધી યુદ્ધ જામ્યું છે. (જાય છે)

**ગુલાબ**: તું સરકારી નોકર છે. છતાં તેં આજનો ગોવાલિયા ટેંક ઉપરનો બનાવ જોયો હોત તો તારૂં લોહી ઉકળી જાત કે અહિંસા, અહિંસા કરી કેટલા દિવસ બેસી રહેવાનું? અહિંસાનો અર્થ બદલાઈ ગયો છે. આ યુદ્ધમાં બીજાં પર આક્રમણ કરવું એ હિંસા કહેવાય પણ બીજાંએ કરેલાં આક્રમણનો

સામનો કરવો એ તો નક્કી જ અહિંસા ઠરશે.

**શ્રી**: તો પછી તમે શું કરવાનું નક્કી કર્યું છે?

**વીણા**: ટક્કર ઝીલવાનું ઠરાવ્યું છે—

**શ્રી**: આટલી મોટી સરકાર સામે? નાહક આત્મનાશ કરવામાં શો અર્થ?

**વીણા**: ગુલામી અવસ્થામાં જીવન વીતાડવાં કરતાં આત્મનાશ શો ખોટો? પણ આ શાની ગરબડ? શું ધમાલ છે?

**શિરીષ**: પોલીસ તો નહિ હોય. [શિરીષ બહાર ડોકાય છે. પોલીસ આવે છે—

**વીણા**: આવવા દે—

**ગુલાબ**: અંદર જાઓ વીણા, હું જોઉં છું એમને શું કામ છે તે.

**વીણા**: ના, હવે હું સંતાવાની નથી.

**ગુલાબ**: મારી ખાતર. આપણે ગુપ્તકાર્ય કરાવાનું છે એ તમે ભૂલો છો. નાહક કેદી બનવામાં શો અર્થ? (એને અંદર ધકેલે છે)

**પોલીસ**: (પ્ર. ક.) આપનું નામ ગુલાબ શાહ કે?

**ગુલાબ**: હા, શું કામ છે?

**પોલીસ**: તસ્દી માફ કરશો. આપને પકડવાનો હુકમ છે. (વૉરંટ બતાવે છે)

**ગુલાબ**: સારૂં. હું તૈયાર છું.

**પોલીસ**: મને ઠીક લાગતું નથી પણ, અમારે તો અમારી ફરજ બજાવવાની છે. (જવા માંડે છે)

**મા**: [પ્ર. ક.] ક્યાં જાય છે ગુલાબ?

**ગુલાબ**: સરકારે મને મહેમાન તરીકે બોલાવ્યો છે. [મા ડુસકાં ભરે છે] આવું શું કરે છે, મા! નાનપણમાં તુંજ મને ભગતસિંહ, કનાઈ, દત્ત, ખુદીરામ, વિગેરે ની વાતો કરતી અને હવે વખત આવે તું રડે છે? વીરપુત્રની માની આંખમાં આંસુ શોભતાં હશે? મા, સ્વાતંત્ર્ય ખાતર તો આના કરતાં યે કિંમતી ભોગ આપવો પડે છે.

**મા**: ના, હું રડતી નથી. [આંખ લૂછે છે] જા, ખુશીથી જા. માના આશીર્વાદ છે તને. [શિરીષને પડખે લે છે)

**ગુલાબ**: શિરીષ પેલીને કહેજે કે પાછી પાની ના કરીશ. (જાય છે)

**મા**: શિરીષ, તું તો મને છોડીને નહિ જાય ને? મારી આશાનો છેલ્લો તાંતણો તુંજ છે.

**શ્રી**: હું આવ્યો ને ગુલાબ ગયો.

**વીણા**: (પ્ર. ક.) ક્યાં ગયા ગુલાબ?

**શ્રી**: પોલીસ એને પકડી ગયા.

**વીણા**: શું? શામાટે?

**શિરીષ**: ગુલાબ કોંગ્રેસ કમિટીનો મંત્રી છે એ તમે ભૂલી જાઓ છો?

**વીણા**: મારે પણ જવુંજ પડશે. (જવા માંડે છે)

**શિરીષ**: ગુલાબે તમને સંદેશો કહ્યો છે.

**વીણા**: શું કહ્યું છે?

**શિરીષ**: પાછી પાની કરશો નહિ. કાર્ય ચાલુ રાખો—

**વીણા**: ખરી વાત છે. ગુલાબ અને પ્રકાશ આવે નહિ

ત્યાં સુધી કાર્ય ચાલુ રાખવું જ જોઈએ.

(બહાર ગોળીબારના અવાજ સંભળાય છે)

**મા:** વીણા, આ શાનો અવાજ?

**વીણા:** ગોળીબારના તો નહિ હોય? (ફરી અવાજ સંભળાય છે)

**મા:** શ્રી, શિરીષ.–(બન્નેને પાસે લે છે)

**વીણા:** મા, સાંભળ્યો આ અવાજ! દોઢસો વર્ષની જકડાયેલી બેડીઓ આજે તૂટે છે.

[પડદો પડે છે]



## અંક ૨

[સ્થળ : પહેલા અંકમાનું જ.

સમય : સંધ્યાકાળ : પ્રકાશ સમાજવાદી પક્ષનો-મંત્રી, પંજાબીડ્રેસમાં પ્રવેશ કરે છે. એજ સમયે હાથમાં કંઇક ઝોળી લઇ **વીણા** અંદરથી આવે છે. બંને ભટકાય છે.]

**વીણા** : (ગુસ્સે થઈ) જરા દેખકે ચલના બાબુજી—

**પ્રકાશ** : યહ તો મૈં આપકો ભી કહ સકતા હું, બાઇજી—

**વીણા** : કૌન ચાહીયે આપકો ?

**પ્રકાશ** : આપ તો હરગીજ નહિ—

**વીણા** : સીધે સવાલકા સીધા જવાબ દીજીએ.

**પ્રકાશ** : અચ્છા, તો મૈં શામબાબુકો મિલને આયા હું—

**વીણા** : વો તો બહાર ગયે હૈં. આપ બૈઠ સકતે—

**પ્રકાશ** : મહેરબાની. ( વીણા અંદર જાય છે. પ્રકાશ દિવાનખાનામાં ફરે છે )

**મા** : (પ્ર. ક.) કોનું કામ છે?

**પ્રકાશ** : તારૂંજ મા.

**મા** : (ચમકીને) મા?

**પ્રકાશ** : (ફેંટો, દાઢી કાઢી નાંખીને) મને ન ઓળખ્યો?

**મા** : પ્રકાશ, મારો પ્રકાશ ક્યાં હતો આટલા દિવસ?

**પ્રકાશ** : જેલમાં.

**મા** : કેટલો સુકાઈ ગયો. જેલમાંથી નાસી છૂટ્યાને તારે એક મહીનો થયો હશે, નહિ?

**પ્રકાશ** : હા, લગભગ એટલો જ વખત—

**મા** : બાઈ કેવું સાહસ. પહેલેથી જ તારો સ્વભાવ આવો સતપતિયો હતો. નાનપણમાં તું તારી માને કેટલું કનડતો? હંમેશ તારી બા તને મારી પાસે લાવતી ને કહેતી કે 'તમારી પાસે આ કેવો સીધો દોર રહે છે! જાણે તમે જ એની મા.'

**પ્રકાશ** : સાચું છે. મને મારી પોતાની મા કરતાં તારીજ માયા વધારે હતી.

**મા** : અને મને પણ તું મારા પોતાના છોકરા જેવો જ લાગે છે. કોઈ પૂછે તો હું એમ જ કહું છું કે મારે પાંચ છોકરા છે.

**પ્રકાશ** : તું કેટલી ભલી, લાગણીવાળી છે!

**મા** : ખરે પ્રકાશ, તું જરાક આઘો ગયો એટલે એવું સુનું સુનું લાગે છે! તારી જેલમાંના ત્રાસની વાત સાંભળી તો જીવ ઠેકાણે નહોતો રહેતો. દરેક પળે તું યાદ આવતો, જમવા બેસું એટલે તું સાંભરે અને હાથનો કોળીઓ હાથમાં રહી જાય અને મનમાં થાય કે મારા પ્રકાશને તો લુખી સુકી ભાખરી જ ખાવાની હશે. ને રાતે પથારીમાં પડું એટલે થાય કે મારો પ્રકાશ ત્યાં કામળા પર તરફડતો હશે અને હું અહીં તળાઇઓ ઉપર આળોટું છું.

**પ્રકાશ** : મા, મા......આ પ્રેમાળ શબ્દો સાંભળવા જ હું ઉત્સુક હતો.

**મા** : હું હવે તને છોડવાની જ નથી. જેલમાં તને કાંઈ સારું ખાવાયે મળ્યું નહિ હોય, હવે હું તને ખૂબ ખૂબ ખવડાવવાની છું. તને શ્રીખંડ ભાવે છે ને?

**પ્રકાશ** : હા, એમાં પૂછવાનું શું હોય?

**મા** : હવે તો તારે અહીંજ રહેવાનું છે. શી દશા થઈ છે બાપ.

**પ્રકાશ** : કોણ કહે છે? ઉલટું મને તો લાગે છે કે હું જાડો થયો છું.

**મા** : બીજું કાંઈ નથી લાગતું કે? તું આખા જગતને છેતરી શકીશ. પણ મને નહિ. નાનપણથી હું તને તો ઓળખું છું. પણ અલ્યા તારી મા કેમ છે?

**પ્રકાશ** : એ માંદી છે એમ મેં સાંભળ્યું છે—

**મા** : કેટલાંય વર્ષો થયાં અમે બે તો મળી પણ શક્યાં નથી. એ ત્યાં હૈદ્રાબાદમાં ને હું અહીં. કેટલાં યે વર્ષો અમે સાથે રહ્યાં, નહિ? પણ દેવને એ જોડી ખંડિત કરવી હશે, તે છોકરાંના બાપ ગુજરી ગયા એટલે હૈદ્રાબાદ છોડી હું અહીં આવી. એ વાતને આજે પંદર વર્ષ થયાં.

**પ્રકાશ** : તને રોજ એ યાદ કરતી હતી.

**મા** : પણ એનાં કરમમાં તો દુ:ખ જ લખ્યું છે. કદી એણે તો સુખ જોયું નહિ. તારા બાપ પણ એવા અને તું આવો મળવાથી એ તો દુ:ખી જ રહી. કેટલાં વર્ષોથી તું એને મળ્યો નથી?

**પ્રકાશ** : છેલ્લાં ત્રણ......

**મા** : તને સારું લાગે છે આ? અરે, એ તારી મા છે ને? માને મળ્યા વગર ચાલે?

**પ્રકાશ** : માટેજ તો તને મળવા આવ્યો. તું મા જ છેને?

**મા** : એથી શું તારૂં મન વળશે?

**પ્રકાશ**: પણ મા, તને જોઈને મારી માને મળ્યા જેવું જ મને તો લાગે છે. તારી સાથે બોલું છું ત્યારે મને મારી મા સાથે જ બોલ્યાનો ભાસ થાય છે અને, તેથી તો હું તને મા કહું છું ને!

**મા**: એ બધું ખરૂં. પણ તારી માને શું લાગશે? તું એનો એકનોએક છોકરો ને આમ દૂરનો દૂર ફર્યા કરે. એનો જીવ તો તને જ જોવા ઝંખતો હશે.

**પ્રકાશ**: આ બધું શું હું નથી સમજતો? પણ હું શું કરૂં? મને શું મારી મા માટે પ્રેમ નથી? એને જઇને મળું–અને મને મળવા માટે તો એ મારી રાત દિવસ વાટ જોતી હશે—એના મનનું સમાધાન કરૂં, એના જર્જરિત થઈ ગયેલા દેહની સુશ્રુષા કરૂં અને એની સોડમાં જઇને બધાં પરાક્રમોનાં વર્ણન કરૂં એવી શું મને ઈચ્છા નહિ થતી હોય? પણ મા, માણસનું મન સ્વતંત્ર હોય છતાં શરીર તો પરિસ્થિતિનું ગુલામ છે.

**મા**: પણ આ બધાંની ખબર તારી માને કેવી રીતે પડે? માના હૃદયની તને કલ્પના નથી.

**પ્રકાશ**: મને કલ્પના છે. પણ મારી પાસે એનો ઉપાય નથી. જેલમાંથી છૂટ્યા પછી પહેલો વિચાર જો મને આવ્યો હોય તો એને મળવાનો, પણ એ અશક્ય હતું. હું જેલમાંથી છૂટ્યો નથી, નાઠો છું. મને પકડવા માટે છૂપી પોલીસના માણસો ફરે છે. હૈદ્રાબાદમાં અમારા રહેવાના ઘરની આસપાસ તો કેટલાએ પોલીસ ફરતા હશે! કારણ એ લોકોને ખાતરી છે કે ગમે ત્યારે પણ હું મારી માંદી માને મળવા ગયા વિના નહિ રહું.

**મા :** તારા ઘરની આસપાસના પહેરેગીરથી તું ગભરાયો? મારો પ્રકાશ એવો બીકણ છે?

**પ્રકાશ :** મા, હું બીકણ છું એમ તને લાગે છે? હું પોલીસથી બીતો નથી, જેલથી બીતો નથી—

**મા :** તો પછી?—

**પ્રકાશ :** આજ સુધી હું આટલીવાર જેલમાં જઈ આવ્યો પણ કદી નાસી આવ્યો છું? પણ, આ સમય કેવો છે? આપણો દરેક નેતા જેલમાં છે. મારા સેંકડો સાથીદારો અજ્ઞાત-વાસમાં છે, મારા માર્ગે તેઓ આજે મીટ માંડી રહ્યા છે. એ લોકોને શું પોતાની માને મળવાનું મન નહિ થતું હોય? તો પછી હુંય શું કામ આ નિષ્ફળ આશા હૃદયમાં સેવું મા, મારા ઉપર કેટલી જવાબદારી —

**મા :** કઈ જવાબદારી?

**પ્રકાશ :** જે યુદ્ધને ધાર્યા અંત સુધી પહોંચાડવા ૧૯૩૯ થી અમે કોંગ્રેસને જોડવા માંગતા હતા તે શરૂ થયે અમારાથી પછવાડે રહ્યે કેમ ચાલે? એક વ્યક્તિ તરીકે મને માને મળવાનો જેટલો અધિકાર છે તેટલો એક નેતા તરીકે નથી.

**મા :** તારી સાથે વાદવિવાદ શું કરૂં? હું કાંઈ થોડી તારા જેવી વિદ્વાન છું? તારો સાથીદાર ગુલાબ હોત તો...

**પ્રકાશ :** એજ હું તને પૂછવાનો હતો. એ ક્યાં ગયો છે?

**મા :** સરકાર એને મહેમાન તરીકે લઈ ગઈ.

**પ્રકાશ :** મને તો આની ખબર જ નહોતી. ત્યારે આ લડાઈની ઝાળ આ ઘર સુધી પહોંચી ખરી.

**મા :** પ્રકાશ, તમને દેશભક્તોને હૃદય જ હોતું નથી.

**પ્રકાશ**: હોય છે મા, પણ એમાં દેશનું સ્વાતંત્ર્ય પ્રતિબિંબિત થયું હોય છે—પણ એ જવા દે મા, હં મા, **શિરીષ** તો હવે કોલેજમાં જતો હશે, નહિ?

**મા**: હા, નર્યો **શ્રીજ** જોઈ લેવો. એવો જ આનંદી અને, બોલે છે એવું કે પૂછીશ જ નહિ વાત.

**પ્રકાશ**: અને **શામે** લગ્ન કર્યાં?......

**મા**: નારે, ના. કેમ?

**પ્રકાશ**: ના, થોડીવાર પહેલાં આવ્યો ત્યારે એક છોકરી—

હં, હં. **વીણા** માટે કહે છે?

**પ્રકાશ**: **વીણા**? એ કોણ?

**મા**: ગુપ્ત વાસમાં છે હમણાં. એનું નામ **વીણાદત્ત**, એને તો મેં અહીં રાખી લીધી છે. બહુ માયાળુ છોકરી છે. હમણાં તો **શ્રી** પણ આવ્યો છે રજા પર.

**પ્રકાશ**: ક્યાં છે? બહાર ગયો છે?

**મા**: હા, એમ લાગે છે.

**પ્રકાશ**: આવશે ને થોડીવારમાં?

**મા**: એટલે, તું ક્યાંય બહાર જવાનો છે કે શું?

**પ્રકાશ**: હા, મા, મારે એક મહત્વના કામે જવાનું છે.

**મા**: એટલામાં આવ્યો શું ને ચાલ્યો શું?

**પ્રકાશ**: પણ મારે **મુંબઇના** સહકારીઓને મળવું છે. કામ પૂરું થયે તરત પાછો આવીશ.

**મા**: એ કાંઈ નહિ. તું એકવાર છટક્યો કે પાછો ક્યારે આવીશ તે કોણ જાણે! હું તો તને આજ છોડવાની જ નથી. મારા **શ્રી**, ગુલાબ જેવો જ—અરે એથીયે વધારે તને તો ગણતી

આવી છું–તું નજર આગળથી દૂર જાય તો મને ખૂબ દુઃખ થાય છે એની તને ખબર છે?

**પ્રકાશ :** પણ મા, શું તને દુઃખી કરવા માટે જ કાંઈ હું આમ કરૂં છું?

**મા :** નહિ તો શું? તારા વર્તનથી શું મને સુખ થાય છે?—

**પ્રકાશ :** તને સુખી કરવાનું મને મન નહિ થતું હોય? પણ એ બની શકતું નથી. તારૂં દુઃખ હું સમજું છું. ચાર છોકરાઓમાં એક તરફથી તને સુખ નથી પણ ચાર છોકરાની માનાં દુઃખ કરતાંયે ચાળીસકોટિ સંતાનોની માનું દુઃખ–તારી, મારી માની આંખમાં હું આંસુ જોઉં છું—પણ ભારતીનાં યાચનાશ્રુ! તું સ્ત્રી છે, માતા છે, માનું દુઃખ તું સમજી શકતી નથી એમ હું કેમ કહી શકું?

**મા :** મને તારી ભારતમાતાનું પુરાણ કાંઈ સમજાતું નથી. હું તો એટલું સમજું છું કે તમારામાંથી એક પણ દૂર જાય છે તો મારૂં કાળજું કપાય છે.

**પ્રકાશ :** મા, અત્યારે એવો સમય છે કે માનાં કપાતાં કાળજાં તરફ લક્ષ દેવાને પણ અમને ફુરસદ નથી.

**મા :** પ્રકાશ, પ્રકાશ! તું આ બોલે છે?

**પ્રકાશ :** હા મા, ક્ષમા કર મને. તારા ઉપર મારો પ્રેમ છે પણ એના કરતાં મારી એ માતૃભૂમિ મને વધારે વહાલી છે. યુદ્ધ શરૂ થયું છે, હજારો તરૂણતરૂણીઓ, વૃધ્ધો, બાળકો જીવ બાજુએ મૂકીને લડે છે. ક્રાંતિના સળગતા યજ્ઞમાં પોતાની જાતનું બલિદાન આપી રહ્યાં છે, એ તને ખબર છે?......મારા કેટલાય સોબતીઓ અજ્ઞાત છે, કેટલાય જેલમાં ખદબદે છે અને કેટલાકને તો ફાંસીને માંચડે લટકાવવામાં આવ્યા છે. આવે સમયે હું પાછી

પાની કરું એ દેશદ્રોહ છે. આવતી કાલનું જગત મારો આ દ્રોહ સહન નહિ કરે. મારી સામે આંગળી ચીંધી ભાવિપ્રજા કહેશે કે 'આ બીકણ છે.' તારો પ્રકાશ બીકણ ગણાશે એ તને ગમશે?

**મા** : ના, ના પ્રકાશ!

**પ્રકાશ** : દરેક મા પોતાનાં સંતાનને આમ રોકી રાખે તો આ થયેલા રક્તપાતનો બદલો કોણ લેશે? જે સેંકડો વીરોએ પોતાની જાતનું બલિદાન આપ્યું છે એમને શું લાગશે? હું જઈશ તો યે તારે ચાર છોકરા છે. પણ જેના બધા છોકરાઓ આ યજ્ઞમાં ખતમ થઈ ગયા છે એમની માતાઓએ કોના મોં સામે જોવાનું? મા, મા, મને જવા દે. તારી આશીષ—

**મા** : (ગદ્‌ગદ્ કંઠે આશીષ આપે છે) જા. પણ મારા હાથનું ખાઈને જજે.

**પ્રકાશ** : (કોમલતાથી) મા!

**મા** : હું તને ભાવે છે એવો શ્રીખંડ કરું છું.

**પ્રકાશ** : મા, આજ જો હું જવાનો હોઈશ તો પણ મુંબઈ છોડ્યા પહેલાં તને જરૂર મળીશ. (મા અંદર જાય છે)

**શ્રી** : કોણ? પ્રકાશ?

**પ્રકાશ** : (ભેટે છે)

**શ્રી** : કેટલો સુકાઈ ગયો છે? તારા જેલમાંથી નાસી છૂટ્યાના સમાચાર વાંચી અમે તો ખૂબ જ ખુશ થયાં હતાં, ભાઈ!

**પ્રકાશ** : કેમ, તારું આર. એ. એફ. કેમ ચાલે છે?

**શ્રી** : ચાલે છે. બાકી તું આવ્યો તે સારું થયું. મને ખૂબ જ કંટાળો આવ્યો હતો. શામનો તો ઘરમાં પત્તો ન હોય, અને શિરિષને તો તું બરાબર ઓળખે છે! હવે તું આવ્યો......

**પ્રકાશ**: હું કાંઈ રહેવા માટે નથી આવ્યો.

**શ્રી**: એટલે ?

**પ્રકાશ**: હમણાં જ જવાનો છું. મા અંદર શ્રીખંડ કરવા ગઈ છે એટલે હું રોકાયો છું. માને આંખો ભરી ભરીને નિહાળવા આવ્યો હતો હું તો.

**શ્રી**: પણ એવું તે શું મહત્વનું કામ છે કે આમ વૃર્તાવૃર્ત ભાગતું છે ?

**પ્રકાશ**: તને એ નહિ સમજાય.

**શ્રી**: કેમ નહિ, ભલા ?

**પ્રકાશ**: જે સરકારનો હું દુશ્મન છું એનો જ તું નમ્ર સેવક છે. તને મારાં કાર્યનું મહત્વ કેમ સમજાય ?

**શ્રી**: કેમ નહિ સમજાય ? હું કાંઈ માણસ નથી ? મને ભાવના નથી ? સરકારી નોકરી લીધી એટલે ભાવનાઓનું પણ શું લીલાઉ કરવું પડે છે ?

**પ્રકાશ**: તો આજ નિઃશસ્ત્ર હિંદી સ્ત્રી બાળકો પર......

**શ્રી**: નાઈલાજ છીએ માટે અમને આમ વર્તવું પડે છે. પણ પ્રત્યેક હિંદીનાં હૃદયમાં માતૃભૂમિ માટે પ્રેમ તો હોય છે જ. અને, તમે કદી અમારા માટે વિચાર કર્યો છે ? અમારી ભાવનાઓને તમારી ભાવનાઓ સાથે સરખાવી છે ?

**પ્રકાશ**: ના, એવો પ્રયત્ન અમે કદી કર્યો જ નથી.

**શ્રી**: મેં ત્રણ વર્ષ લડાઈમાં ગાળ્યાં છે. એક હોંશિયાર ફ્લાઇંગ લેફ્ટેનન્ટ તરીકે મેં ખ્યાતિ મેળવી છે. ઘણા ચાંદ અને સ્ટ્રાઈપ મેળવ્યાં છે ! પણ આપણે કાંઈક ભૂલ કરી છે એમ મને હંમેશ લાગ્યા કરતું. જે કલ્પનાને હૃદયમાં રાખીને હું રણાંગણમાં ગયો એ કલ્પનાના તો પહેલે સપાટે જ ચૂરેચૂરા ગઈ ગયા. યુદ્ધમેદાનમાં

પણ ગોરા કાળાનો ભેદ તો હતો જ. ડગલે ને પગલે અમારૂં માનભંગ થતું. એમને અમારી લાગણીઓની પરવા નહોતી, એમને તો અમારૂં કૌશલ્ય વેચાતું જોઈતું હતું–અમારી આકૃતિ જોઈતી હતી–મેં રજા માટે અરજી કરી પણ મને રજા આપવામાં ન આવી કારણ કે મારી સાથેના એક ગોરા અધિકારીને લગ્નમાં જવા માટે રજા જોઈતી હતી. આવું શા માટે? કારણ હું કાળો માણસ. જે સમયે મારી મા માંદી હતી, હરેક પળે મારી આવવાની વાટ જોતી તે બેઠી હતી, એ વખતે હું બર્લિન પર બૉંબ ફેંકતો હતો, પણ મારો જીવ તો મારી મા પાસે હતો. એ અરસામાં અકસ્માત થયો—

**પ્રકાશ**: અકસ્માત? કોને તને?

**શ્રી**: કાંઈ વિશેષ નથી, માત્ર મારો ડાબો હાથ નકામો થયો અને મને રજા આપવામાં આવી.

**પ્રકાશ**: કાયમને માટે?

**શ્રી**: હા, પણ મેં ઘરમાં કોઈને કહ્યું નથી. હું જે દિવસે આવ્યો એજ દિવસે અહીં ક્રાંતિની આગ સળગી અને ખરૂં કહું, એ જોઈને હું અંજાઈ ગયો. આટલા દિવસથી હું બધું જોઉં છું. સરકારે ચલાવેલા રાક્ષસી અત્યાચારો જોઈ મારો જીવ ભડકે બળે છે. આ હું કદી સહન નહિ કરી શકું. મારા ઉપર વિશ્વાસ રાખ, અને તારી યોજનામાં મને પણ ભળવા દે. જે કામમાં જીવનું વધારેમાં વધારે જોખમ હોય એવું કામ મને સોંપજે. આ નામોશીભર્યાં જીવનનો મને ભયંકર કંટાળો આવ્યો છે. આ નાદાન સરકારની ત્રણ, ત્રણ વર્ષ ગુલામગીરી કરીને જે પાપ મેં વ્હોર્યું છે તે પાપ મારાં લોહીથી મારે ધોવું પડશે.

**પ્રકાશ**: તારી સેવા વખતે મદદ મળી! તેં કોંગ્રેસ રેડિયો વિષે સાંભળ્યું જ હશે. એ રેડિયો એક છોકરી ચલાવતી હતી.

એને કાલે જ પકડવામાં આવી છે, એની ખોટ તું પૂરીશ? જોજે જીવનું જોખમ છે.

**શ્રી**: હું તૈયાર છું. લડાઈના હવાઈજહાજના પાયલટ તરીકે કામ કરતાં શરીરના જોખમનો મેં કદી ભય રાખ્યો નથી. એ રેડિયો ઉપરથી હું સરકારનાં કાળાં કૃત્યો પોકારી પોકારીને કહીશ. સૈનિક અને જનતા વચ્ચે જે એક ભીંત ઊભી કરવામાં આવી છે તે તોડી પાડીશ.

**પ્રકાશ**: તો આ સરનામું લે. (એક કાગળ આપે છે) અને બને તો અત્યારે ને અત્યારેજ જા. મારા સહકારીઓ ત્યાં હશે, અને ત્યાંનો સંજ્ઞા શબ્દ ધ્યાનમાં રાખજે, 'આઝાદ હિંદ' માને કહીને જા. શું કામ એ કહીશ નહિ. અને આમ જો, મને અહીં આવીને વિગતવાર સમાચાર આપજે.

**શ્રી**: હું માને કહીને આવું છું. (જાય છે)

**શિરીષ**: (હાથમાં રૅકેટ લઈને) **પ્રકાશ**......?

**પ્રકાશ**: શિરીષ! You naughty boy. (એને ભેટે છે)

**શિરીષ**: તું કેટલો ખરાબ છે?

**પ્રકાશ**: કેમ?

**શિરીષ**: છેલ્લાં ત્રણ વર્ષથી તેં મોં પણ દેખાડયુ નથી.

**પ્રકાશ**: અરે પણ ગાંડા, હું તો જેલમાં હતો.

**શિરીષ**: પણ જેલમાંથી છૂટતાંની સાથે તો આવીએ ને?

**પ્રકાશ**: મારી પાછળ છૂપી પોલીસ પડી હતી.

**શિરીષ**: ત્યારે તો રહેવામાં કાંઈ હરકત નથી ને?

**પ્રકાશ**: તને નહિ હોય પણ સરકારને તો છે.

**શિરીષ**: ત્યારે વીણા કેમ રહી છે?

**પ્રકાશ:** વીણા ?

**શિરીષ:** વીણા દત્ત. ચિતાગોંગ શસ્ત્રાગાર મંડળની...

**પ્રકાશ:** હા, હા. હવે ધ્યાનમાં આવ્યું. (વીણા પ્રવેશ કરે છે)

**શિરીષ:** આ આવ્યાં. વીણાબ્હેન, તમારું સો વર્ષનું આયુષ્ય છે. તમારે પ્રકાશને મળવું હતું ને ? એની સાથે ખૂબ ખૂબ વાતો કરવી હતી ને ? આ એ આવ્યો છે.

**વીણા:** પ્રકાશ!—

**શિરીષ:** જેનું નામ અમારા ઘરમાં હંમેશ ગાજતું હોય છે તે મોટો નેતા છે. અને પ્રકાશ, આ વીણા દત્ત. એમના વિષેની બધી માહિતી તને ખબર જ હશે.

**વીણા:** (પ્રકાશને) ઓ ! ત્યારે તો મેં તમને ઓળખ્યા નહિ.

**પ્રકાશ:** એમાં શું ? એવો ગોટાળો તો ઘણીવાર થાય છે, અને એ તો સામાન્ય ગોટાળો હતો.

**વીણા:** મુંબઈમાં આજે જ આવ્યા ?

**પ્રકાશ:** હા, આજે જ આવ્યો.

**શિરીષ:** જુઓ દેશભક્ત મંડળીના સભાસદો ! મારું કામ પુરું થયું છે, માટે હવે હું કપડાં બદલવા જાઉં છું ત્યાં સુધી ભારત-માતા, ગુલામગીરી, શૃંખલા એ વિષે તમારું જુસ્સાભેર ભાષણ ચલાવો. (જતાં જતાં) પ્રકાશ, તું માને મળ્યો ?

**પ્રકાશ:** ક્યારનોએ. (શિરીષ અંદર જાય છે) બહુ મશ્કરો થઈ ગયો છે.

**વીણા:** પ્રકાશ, તમે જેલમાંથી છૂટીને આવ્યા છો એ સાંભળી લોકો કેટલા હર્ષઘેલા બની ગયા છે ! સાથે સાથે મને પણ આનંદ થાય છે. તમારી ખોટ બહુ સાલતી હતી. ગુલાબ તમને ખૂબ યાદ કરતા હતા. અને જનતાને તો આજ તમારા નેતૃત્વની ખૂબ જરૂર છે.

**પ્રકાશ**: માટે તો જેલમાંથી નાસવું પડ્યું ને.

**વીણા**: તમે જબરું સાહસ ખેડ્યું.

**પ્રકાશ**: એમાં સાહસ શેનું? સાહસ અને ત્યાગ તો મને જેલમાંથી નાસી જવા માટે મદદ કરનાર વીરોના. એમનાં નામો તો જગતમાં કદી નહિ જણાય, પણ આવા અલૌકિક વીરોના ત્યાગ અને સાહસ ઉપર જ હું જીવું છું. હારતોરાનું માન એમને ભાગે નથી, પણ આવા હજારો અજ્ઞાત વીરોએ પોતાનાં રક્તથી આ ક્રાંતિનો હોમકુંડ પ્રજ્વલિત રાખ્યો છે.

**વીણા**: પણ પ્રકાશ, આ લડાઈમાં જે મૃત્યુ પામ્યા છે એ લોકોને મૃત્યુના છેલ્લા શ્વાસે આપણી માતૃભૂમિની આઝાદી ખાતર એમનું આ બલિદાન છે એ ભાન થવાથી હર્ષ થયો હશે કે પછી આટઆટલાં બલિદાન દેવાયાં છતાં યા આટઆટલું લોહી છંટાયા પછી પણ સ્વાતંત્ર્ય મળતું નથી એ વિચારે વિષાદનાં આંસુ સારતા હશે.

**પ્રકાશ**: કોણ જાણે! પણ આટલું લોહી રેડાવાથી કાંઈ સ્વાતંત્ર્ય મળતું નથી. આ રક્તપાતનો કોઈ હિસાબ નથી. સ્વાતંત્ર્યના વિચાર માત્રથી પ્રેરાઈને જ્યારે લાખો હિંદીઓ પોતાના રક્તની અંજલિ ભારતભૂમિને અર્પશે ત્યારે જ આ ગુલામ પ્રજાએ કરેલાં અઘોર પાપો ધોવાશે અને માતૃભૂમિ સ્વતંત્ર થશે.

**વીણા**: પણ પ્રકાશ! જે આબાલવૃદ્ધે પોતાનું જીવન આ યુદ્ધમાં સમર્પણ કર્યું–તેઓ તો અમર થયા—મુક્ત થયા.

**પ્રકાશ**: ના, તેઓ મુક્ત થયા નથી. એમનો દેહ ભલેને પડ્યો પણ આત્મા તો આપણી આસપાસ ઘૂમતો હશે. એમની અધૂરી આશાઓનાં ભૂતો અહીં જ ભમતા હશે. પણ, એમને મુક્ત કોણ કરશે? જે મહેચ્છા હૃદયપૂંજમાં પોષીને તેઓ લડ્યા એ કોણ પૂરી કરશે?

(પ્રકાશની આંખમાં ઝળઝળીયાં આવે છે-એ લૂછે છે)

**વીણા**: નહિ, એ આંસુ ન લૂછશો. સત્યક્તવીર પૂજાનાં એ તો ફૂલો છે.

**પ્રકાશ**: વીરપૂજા? એ અમરાત્માઓની પૂજા માટે આ અશ્રુ નિરૂપયોગી છે. એમની પૂજા માટે તો રક્તનું અર્ઘ્ય આપવું પડશે.

**વીણા**: તમારૂં કહેવું ખરૂં છે, પ્રકાશ, પણ જેલમાંથી નાઠા પછી તમે ક્યાં હતા? અમે બધાં તો તમારી ખૂબ રાહ જોતાં હતાં. કોઇપણ પળે તમે આવી ચડશો એમ માની લોકોની આંખો ચારે કોર તમારી શોધમાં ફરતી હતી.

**પ્રકાશ**: સાચી વાત, પણ મારે માથે તો ઘણાં કામો હતાં. વિખરાઈ ગયેલી યુદ્ધની સંઘટના પાછી મજબૂત કરવાની હતી–જનતાને નવો ઉત્સાહ આપવાનો હતો.

**વીણા**: હં.

**પ્રકાશ**: 'ચલે જાવ' એજ એમનો એક મંત્ર છે. જનતાની બધી આશા-આકાંક્ષા આ ઠરાવ ઉપર કેન્દ્રીત થઈ હતી.

**વીણા**: પણ પ્રકાશ, મેં સાંભળ્યું છે કે જેલમાં તમને ખૂબ કષ્ટ પડયું.

**પ્રકાશ**: મને તો કષ્ટ ભોગવાની ટેવ છે.

**વીણા**: આ વખતે સરકારે તમને ખૂબ જ ત્રાસ આપ્યો ખરું?

**પ્રકાશ**: એ તો આ છાપાંવાળાઓ નકામી અતિશયોક્તિ કરતા હશે.

**વીણા**: પણ તમારી તબીયત જ કહે છે ને. (પ્રકાશ હસે છે) હસો છો શું? તમને આ કષ્ટ કાંઇજ લાગતું નથી? આ કનડગતનો સરકાર પાસે જરૂર જવાબ લેવો જોઇએ.

**પ્રકાશ :** કોણ જવાબ આપવાનું હતું? **વીણા**, આજસુધી કદી સત્તાધારીઓએ જવાબ આપ્યો છે? ચિમૂળમાં આપણી મા, બહેનો પર ગૂજારવામાં આવેલા અમાનુષિ અત્યાચારનો એમણે ક્યારે જવાબ આપ્યો છે? શિરીષકુમાર જેવા કોમળ છોકરા ઉપર ગોળીઓ છોડવામાં આવી તેનો ઉત્તર આપણને મળ્યો? કોતવાલ જેવા રત્નને વિના મોતે મારી નાખ્યો એનો ઉત્તર કોણ લેશે?

**વીણા :** પણ આપણે જવાબ માગ્યો છે જ ક્યારે?

**પ્રકાશ :** **વીણા**, આપણે ગુલામ છીએ. ગુલામોને જવાબ લેવાનો અધિકાર જ ક્યાં છે?

**વીણા :** અધિકાર હોય છે. કાયદાની કલમમાં કદાચ નહિ હોય, પણ કાયદાની કલમો માણસે જ ઘડી છે ને? ગુલામોને જવાબ પૂછવાનો તો અધિકાર હોય છે પણ હીંમત નથી હોતી. પણ, જવા દો એ રાજકારણ. તમારા ક્ષીણ થયેલા દેહને નાહક ત્રાસ થશે.

**પ્રકાશ :** બાકી તમને પહેલીજવાર જોયાં ત્યારે વિચારમાં જ પડી ગયો. મને લાગ્યું. કે—

**વીણા :** શું લાગ્યું?

**પ્રકાશ :** કે તમો **શામનાં** પત્ની હશો.

**વીણા :** છી છી! ગમે તે શું બોલો છો!

**પ્રકાશ :** એનું આજકાલ કેમ ચાલે છે?

**વીણા :** એમનું વળી શું ચાલવાનું? મગજ સિવાય બીજું બધું જ ચાલે છે. બાકી એમની પાર્ટીની તો મને ખૂબ નવાઈ લાગે છે. ગઈ કાલસુધી એ લોકોનું કામગારોમાં અને યુવાનીઆઓમાં કેટલું વજન પડતું! આટલું હોવા છતાં પણ રશિયા ખાતર એ

લોકોએ હાથમાં આવેલી સુવર્ણતક ગુમાવી. પણ, આ ભૂલ ખાતર એમને ઘણું શોષવું પડશે.

**પ્રકાશ** : એ તો સ્વાભાવિક છે. પાર્ટી વિષેની એ લોકોની કલ્પના ઘણી વિચિત્ર છે. એમને હિંદુસ્તાનમાં સમાજવાદ જોઈએ છે, પણ તે રશિયાની રીતે. અને અમારે એજ જોઈતું નથી. અમને તો, અમારૂં સ્વતંત્ર હિંદુસ્તાન જોઈએ છે. આપણો દેશ પરવશ પડ્યો હોય એવે વખતે જગતનાં બધાં કામગારવર્ગનાં બંધારણનાં વખાણ કરવાં એ અમને રૂચતું નથી. અમને અમારો દેશ જોઈએ છે, અમારી રાષ્ટ્રભાષા જોઈએ, છે, અમારો ઈતિહાસ, અમારી સંસ્કૃતિ જોઈએ છે અને સર્વના વિકાસની આડે આવનારાં સર્વ બંધનો તોડવા માટે સમાજવાદ જોઈએ છે.

**વીણા** : તમારૂં કહેવું ખરૂં છે.

**પ્રકાશ** : અમારે સામ્યવાદ જોઈએ છે તે હિંદુસ્તાનની પરિસ્થિતિને રૂચિકર. રશિયાની જમીનમાં ઉછરેલો વિદેશી છોડ અમારે ન જોઈએ. જે ક્ષણે કોંગ્રેસે 'કરો યા મરો'નો આદેશ કર્યો તેજ ક્ષણે અમારા પક્ષે આ લડાઈમાં ઝંપલાવ્યું પણ આ કોમ્યુનીસ્ટોને તો સ્વાતંત્ર્યયુદ્ધ કરતાં લોકયુદ્ધ અને સ્ટેલીનના આદેશોની જ કિંમત વધારે છે.

**શ્રી** : પ્રકાશ! હું જાઉં છું. (**શ્રી** જાય છે. મા પ્રકાશને બૂમ પાડે છે, પ્રકાશ જાય છે ને **વી**ણા એની પીઠ તરફ થોડીવાર જોઈ રહે છે).

(પડદો પડે છે અને તરતજ ખૂલે છે.)

## ૨

[સ્થળ એજ-સજાવટ પણ એજ-પહેલા પ્રવેશ પછી ત્રણ ચાર દિવસ પછીનો પ્રસંગ. સમય-સવાર. પડદો ખૂલે છે એ વખતે રંગભૂમિ ઉપર કોઈ નથી. પ્રવેશદ્વાર ખોલી શિરીષ દાખલ થાય છે અને બહાર ઉભેલી કલ્પનાને અંદર ખેંચી લાવે છે.]

**શિરીષ :** આવને અંદર. આમ વહુની જેમ શરમાય છે શું?

**કલ્પના :** (શિરીષની નવપરિણિત વહુ) એમ તો હું હજુ નવી પરણેલી વહુ જ છું ને!

**શિરીષ :** અરે, હાં. ભૂલીજ ગયો હું તો! આપણાં આજે જ લગ્ન થયાં, કેમ?

**કલ્પના :** આવો મોટો ફેરફાર જીવનમાં થયો છે છતાં તમને તેની અસર નથી.

**શિરીષ :** માટેજ થતું હતું કે આજે આમ બધું વિચિત્ર કેમ લાગે છે! કાંઈ મોટી મૂર્ખાઈ કરી હોય એમ આજે લાગ્યા કરે છે.

**કલ્પના :** મારી સાથે લગ્ન કરવાથી આમ થતું હશે.

**શિરીષ :** મારાં મનની તને કેમ ખબર પડી?

**કલ્પના :** તારા મનમાં જ છું ને હું.

**શિરીષ :** બાકી ગમે તે કહે કલ્પના, રજીસ્ટર કચેરીના કારકુન સામે લગ્નનાં સોગંદ લેતાં કોઈ જુદા જ જગતમાં હું વિહાર કરી રહ્યો છું એમ મને લાગતું હતું, અને થતું હતું કે માનસરોવરના કાંઠા પર હું બેઠો છું, ધવલહીમ તુષાર મારા મસ્તક ઉપર પડી રહ્યો છે. આજુબાજુના વૃક્ષો પરનાં પંખીઓ મધુર ગાન ગાઈ રહ્યાં છે: અને સરોવરમાં ખીલેલાં કમળોની મંદમધુર સુવાસ મને ગુંગળાવી રહી છે. અહાહા! તને શું લાગ્યું હતું એ વખતે?

**કલ્પના :** (નાટકી રીતે) શું કહું, પ્રિયતમ! જ્યારે તારો હાથ હાથમાં લીધો ત્યારે હું ગાંડા માણસોનાં દવાખાનામાં બેઠી છું એમ લાગ્યું અને થયું કે આજુબાજુ જાત જાતના ગાંડા શોર મચાવી રહ્યા છે. એ લોકોએ ફેંકેલા પથરો મારા મસ્તક ઉપર

વાગે છે અને એમાંનો એક ગાંડો મારો હાથ હાથમાં લઈ કાંઈક બડબડી રહ્યો છે અને એ બડબડાટ પછી મેં જોયું તો તું સામે જ ઊભેલો–અહાહા...... (હસે છે)

**શિરીષ**: અને કહે છે કે સ્ત્રીઓને આત્મા હોય છે! પણ મારાં રમ્ય સ્વપ્ન ઉપર તેં તો પાણી ફેરવ્યું.

**કલ્પના**: (નાટકી રીતે) પ્રિયતમ! પાણી સિવાય બીજું શું છે મારા હાથમાં?

**શિરીષ**: બસ, બસ હવે. સમજાઈ તારી અક્કલ. પણ તું ઊભી કેમ રહી છે? બેસને.

**કલ્પના**: મને બીક લાગે છે.

**શિરીષ**: બીક શાની?

**કલ્પના**: તારી મા મને શું કહેશે?

**શિરીષ**: વહુ વળી. બીજું શું કહે?

**કલ્પના**: એવો લુચ્ચો છે તું! માને પહેલેથી આ વાત જણાવતાં શું થતું હતું તને?

**શિરીષ**: ન કરે નારાયણ ને ન્યાતના પ્રશ્નને લીધે એણે ના પાડી તો?

**કલ્પના**: પણ એ ગુસ્સે તો નહિ થાય ને?

**શિરીષ**: ધાર કે ગુસ્સે થઈ તો પણ આપણાં લગ્ન થોડાં રદ થવાનાં છે? અને મારી માતા ખૂબ લાગણીવાળી છે. ઊભી રહે, હું માને જ બોલાવું છું. મા...ઓ...મા! જો કલ્પના, તું આ રૂમમાં સંતાઈ જા. હું ઈશારો કરું એટલે તારે આવવાનું. (કલ્પના સંતાય છે)

**મા**: કેમ અલ્યા શિરીષ?

**શિરીષ** : મા, હું તને આજ ચકિત કરી નાંખવાનો છું. કહે જોઈએ શાને માટે ?

**મા** : રમતમાં ઈનામ મળ્યું હશે.

**શિરીષ** : છટ્, એ તો હજુ વાર છે.

**મા** : તો...કહું ?

**શિરીષ** : હા, કહે જોઈએ.

**મા** : ગુલાબની ખબર કાઢી હશે.

**શિરીષ** : ના. એ પણ નહિ.

**મા** : મને ખબર નથી. તું જ કહે જોઈએ.

**શિરીષ** : કહેતો નથી, બતાવું જ છું. જોશે એટલે તું એકદમ ચકિત થઈ જઈશ. આંખો મીંચ જોઈએ. (મા આંખ મીંચે છે. કલ્પના આવે છે) હં, ઊઘાડ.

**મા** : (કલ્પનાને જોઈને) આ કોણ ?

**શિરીષ** : તારી વહુ—

**મા** : એટલે—?

**શિરીષ** : એટલે મારી ધર્મપત્ની. (કલ્પનાને) પગે લાગ સાસુજીને. (કલ્પના પગે લાગે છે)

**મા** : અરે, આ તું શું કહે છે ? ક્યારે પરણ્યો ?

**શિરીષ** : આજે જ. અમારી કૉલેજમાં છે. પણ અમારા લગ્ન માટે આના પિતાજીની પરવાનગી ન હતી. અને તું પણ આપશે કે કેમ એ શંકા હતી—એ આપણી નાતની નથી.

**મા** : નાતની નથી ?

**શિરીષ** : મા, ગુસ્સે થઈશ નહિ. પણ તું જ હંમેશ કહેતી હતી ને કે માણસાઈ કૈં જાત ઉપર આધાર રાખતી નથી. અને

સાચું કહું, એ બહુ પ્રેમાળ છે. એને રસોઇ કરતાં પણ આવડે છે. મા, ગુસ્સે થઇ મારા ઉપર ?

**મા**: ના, શિરીષ, હું તારા પર ગુસ્સે થઇ શકતી જ નથી. ગુસ્સે નથી થઇ પણ મને ખરાબ તો લાગ્યું છે. મને લાગતું હતું કે તારો મારા પર પ્રેમ છે અને તું મારાથી કંઇજ છૂપાવશે નહીં પણ એ અભિમાન આજે નાશ પામ્યું.

**શિરીષ**: મા !

**કલ્પના**: (માના પગમાં માથું મુકીને) ના મા, આમનો કાંઇ જ વાંક નથી. મારો છે. મેં જ એમને લગ્ન કરવાની ફરજ પાડી. જોઇએ તે શિક્ષા કરવી હોય તે મને કરો પણ આ ચરણેથી દૂર કરશો નહિ.

**મા**: (એને ઊઠાડીને) ના છોકરી, હું કાંઇ ગુસ્સે થઇ નથી.

**શિરીષ**: તું ગુસ્સે થાય તો હરકત નહિ પણ તારા આવા શબ્દો કાળજું કોરી નાંખે છે.

**મા**: ના, હું ગુસ્સે થઇ નથી. હસ જોઇએ હવે! ગમે તેમ હોય તો પણ તું વહુ છે. પહેલી વહેલી આ ઘરની લક્ષ્મી છે. હું ઘરમાં જઇ બધી તૈયારી કરી આવું, ત્યાં સુધી તું એને બધું ઘર બતાવ.

**શિરીષ**: જોયુંને કલ્પના, મારૂં કહેવું ખરૂં પડયું ને ?

**કલ્પના**: એમાં કાંઇ ફૂલાઇ જવાની જરૂર નથી. એ તો સાસુજીના ઉદાર દિલનું પરિણામ છે.

**શિરીષ**: વાહ ભઇ વાહ ! અત્યારથી જ સાસુનો પક્ષ લેવા માંડી કે ? (ખીસ્સામાંથી સિગરેટ કાઢી સળગાવે છે)

**કલ્પના**: આ શું !

**શિરીષ**: અંગ્રેજીમાં એને સિગરેટ કહે છે. ગુજરાતીમાં એનો પ્રતિશબ્દ—

**કલ્પના**: એ મેં તને નહોતું પૂછ્યું.

**શિરીષ**: ત્યારે એ કેમ તૈયાર કરે છે એ તું પૂછે છે?

**કલ્પના**: તારું દોઢડહાપણ શરૂ થયું કે પાછું? મેં શું શરત કરી હતી કે લગ્ન પછી કદી તારે સિગરેટ નહિ પીવી.

**શિરીષ**: અને એ તને ખરું લાગ્યું? મેં લગ્ન પહેલાં તો તને જોઇએ તેટલાં વચનો આપ્યાં હશે, પણ એ તો હવે ઇતિહાસમાં નોંધાઈ ગયાં. ચૂંટણી પહેલાંનાં જાહેરનામાં અને લગ્ન પહેલાંનાં વચનો કદી ખરાં હોતાં નથી.

**કલ્પના**: આમ બોલવાથી હું કાંઈ ફસાવાની નથી સમજ્યો? નાંખી દે એ સિગરેટ.

**શિરીષ**: તારો શોક્યપર બહુ જબરો રોષ લાગે છે, પણ આ ઓઠને બીજું કાંઈ મળે ત્યાંસુધી–

**કલ્પના**: બસ હવે, વાયડાઇની હદ થઈ–તું સિગરેટ નાંખી દઇશ કે નહિ?

**શિરીષ**: જરૂર, પણ એ પુરી થશે ત્યારે–મારા ઉપર ગુસ્સે થઈ લાગે છે.........

**કલ્પના**: હવે મારા ગુસ્સાની તને શી પરવા? હવે તો હું તારા તાબામાં આવીને! હું જ મુર્ખી. તારાં મધુર વચનોથી ભોળવાઈ જઇને સોનાની જાળ પાણીમાં નાંખી. મારું ગળું મેં જ કાપ્યું.

**શિરીષ**: સ્ત્રીઓને તો પોતાનું અને પારકાનું ગળું કાપવાની ટેવ જ હોય છે.

**કલ્પના**: હા, હા. હોય છે—(ડુસકાં ભરે છે)

**શિરીષ**: પણ આમ રડે છે શું કામ? આ જો સિગરેટ નાંખી દીધી. ખરેખર! સ્ત્રીઓનું રડવું જોહુકમી ભર્યું છે. અરે, પણ આમ ઉંચું જો ને! મારી......(પાસે જાય છે)

**કલ્પના**: (તરછોડીને) કાંઈ જરૂર નથી. હવે બધું મને સમજાયું છે. કહેતો હતો કે 'મારો તારાપર પ્રેમ છે'–તારા પ્રેમ ખાતર હું ગમે તે કરીશ—

**શિરીષ**: અરે, પણ હજુએ કોણ ના પાડે છે? બોલ, શું કરીને મારા પ્રેમની તને ખાતરી કરાવું? ઇગ્લેંડ જઇને ચર્ચીલની ચીરૂટ ખેંચી કાઢું? અમેરિકા જઈ રૂઝવેલ્ટનો બરડો થાબડી આવું? કે રશિયા જઈ સ્ટેલિનની મૂછો ખેંચુ, બોલ?

**કલ્પના**: મને તારી મશ્કરી નથી જોઇતી.

**શિરીષ**: હજુ ખાતરી નથી થતી? ઊભી રહે, રસ્તાપર જઇને લોકયુદ્ધના અંક જ વેચી બતાવું છું—

**કલ્પના**: બસ કહું છું ને.........

**શિરીષ**: આ જો કલ્પના, તું મારા હૃદયની સ્વામિની છે–તારા સિવાય હવે મારું અસ્તિત્વ નથી. બટાટા વિના જેમ બટાટાવડાંને સ્વાદ નથી, ક્રીમ અને ફેસપાવડર વિના જેમ કુમારિકાના ચહેરાની કિંમત નથી, બહેન વિના જેમ આપણા કૉમરેડોને મઝા નથી અને લાંબા કાન સિવાય જેમ ગધેડાની શોભા નથી–તારા સિવાય આ સંસારમાં રસ નથી.

**કલ્પના**: કોઈ સાંભળશે......

**શિરીષ**: (નાટકીપણે) પ્રિયતમે! મારો તારા પર પ્રેમ છે. આકાશ, પાતાળ, જળ, અગ્નિ—(હાથની સિગરેટ બતાવી)-ના સોગંદ ઉપર કહું છું કે બળદને જ્યાંસુધી શીંગડાં ઉગ્યા કરશે, જ્યાંસુધી ઘેટાંને ઉન આવ્યા કરશે, અને જ્યાંસુધી પુરુષોને મૂછો ઉગ્યા

કરશે ત્યાંસુધી મારો તારા ઉપર પ્રેમ રહેશે. (પાસે જાય છે અને શ્રી- પ્રવેશ કરે છે.)

**શ્રી**: અરે, અરે, દિવાનખાનાને જાણે રંગમંચ કરી નાખ્યું છે! જતે દિવસે ગમે તે છોકરી સાથે આમ......

**શિરીષ**: ગમે તે છોકરી સાથે નહીં, મારી પત્ની સાથે.

**શ્રી**: એટલે? આ શું ગોટાળો છે?

**શિરીષ**: આ કાંઈ ગોટાળો નથી. આ મારી પત્ની કલ્પના અને, કલ્પના! આ મારો મોટોભાઈ શ્રીનીવાસ, ફલાઈંગ લેફ્ટેનન્ટ.

**શ્રી**: એમ કે! ત્યારે આખરે તેં લગ્ન કર્યાં એમ કહે ને?

**શિરીષ**: વાહરે, એટલે? આવી દીવા જેવી મારી વહુ ઊભી છે છતાં યે તું આવો પ્રશ્ન પૂછે છે?

**શ્રી**: પણ અલ્યા, અમે ત્રણે ભાઈઓ કુંવારા રહ્યા ને તું લગ્ન કરીને નિશ્ચિંત થયો.

**શિરીષ**: લગ્ન કરીને નિશ્ચિંત! અરે ઉલટો ચિંતામાં પડ્યો. આ આટલી ભારે બેડી પગમાં પડીને. ને આમ જો; તું લશ્કરમાં એટલે લગ્ન કરવા તૈયાર નહિ, શામ કૉમ્યુનીસ્ટ એટલે એને તો પરણવાની ગરજ જ નથી. ગુલાબે તો રાષ્ટ્રને જીવન અર્પણ કર્યું છે ત્યારે છેવટે રહ્યો હું. થયું કે આપણે જ આ કાર્ય કરીને વંશવૃદ્ધિ કરીએ.

**શ્રી**: પણ એને માટે આવાં છાનાં લગ્ન કરવાની શી જરૂર હતી?—

**શિરીષ**: એ તો તમને બધાંને આશ્ચર્યચકિત કરવા! અને કેમ તું ચકિત થયો કે નહિ?

**શ્રી**: હા, થયો તો ખરો! પણ શિરીષ, આ તારો College Love લાગે છે.

**શિરીષ**: એવો મૂર્ખ પ્રશ્ન પૂછીને તો તું કૉલેજનું અપમાન કરે છે. પ્રેમને પોષવા માટે કૉલેજ જેવું સુખ સગવડવાળું એક સ્થાન નથી. પહેલાં ડીફીકલ્ટીઝ, પછી નોટસ, સાથે ફરવું અને પછી ઇરાનીની હૉટલમાં ફેમીલીરૂમ. આવી છે, કૉલેજના પ્રણય-ની ચઢતી ભાંજણી. અરે, લગભગ દરેક છોકરાછોકરી આને ખાતર જ કૉલેજમાં આવે છે.

**કલ્પના**: તારી......

**શિરીષ**: મારૂં સદ્ભાગ્ય!

**શ્રી**: પણ શિરીષ, તારો આ પ્રેમ કેટલામો ?

**શિરીષ**: કાંઇ નક્કી આંકડો યાદ નથી.

**શ્રી**: તારી હીંમતને પણ ધન્ય છે. આટલીવાર પ્રેમમાં પડ્યો તોયે......

**શિરીષ**: ધીરજ છોડી નહિ. ખરું ને ? પડ્યો તેથી ગભરાઉં એવો હું કાંઈ ચૂંટણી માટે ઊભો રહેલો ઉમેદવાર થોડો જ છું ?

**કલ્પના**: હા, પણ આમાં તારૂં ડીપોઝીટ ક્યાં જપ્ત થવાનું છે ?

**શિરીષ**: હું પણ એજ કહું છું ને. માણસે બધું છોડવું પણ હીંમત હારવી નહિ.

**શ્રી**: પણ, માએ આને જોઈ ?

**શિરીષ**: હા વળી—

**શ્રી**: એનો શો મત છે ?

**શિરીષ**: માલ પસંદ પડ્યો એને.

**કલ્પના**: (ચિડવાઇને) આ શું, શિરીષ ?

**શ્રી**: અલ્યા, પ્રકાશ આવ્યો ?

**શિરીષ**: હમણાં થોડીવાર પહેલાં જ હું તો આવ્યો. પણ, એ હજુ આવ્યો લાગતો નથી.

**શ્રી** : એ આવે એટલે એને મેડી પર મોકલજે. (ઘરમાં જાય છે)

**શિરીષ** : મારી રૂમ જોવી છે કે? રાણી સરકાર આવવાનાં હતાં એટલે બરાબર શણગારી રાખી છે.

**કલ્પના** : તને જોયો એટલે જ બસ છે. પણ ખરેખર! શિરીષ, તારી આંખમાં એવું શું જાદુ છે કે જેથી હું આટલી ગાંડી થઈ છું?

**વીણા** : શિરીષ—

**શિરીષ** : આવો વીણાબ્હેન—

**વીણા** : (ઇસારાથી પૂછે છે). આ કોણ છે?

**શિરીષ** : આ સૌભાગ્યવતી કલ્પના શિરીષ.

**વીણા** : જાઓ, જાઓ. મશ્કરીને પણ હદ હોય છે.

**શિરીષ** : લો, આજકાલ ખરી વાત ઉપર પણ કોઈને વિશ્વાસ નથી હોતો. કલ્પના, તારૂં મંગળસૂત્ર એમને બતાવ. (કલ્પના મંગળસૂત્ર બતાવે છે) થઈ ખાતરી? બાકી વીણાબ્હેન, મંગળસૂત્ર એ જેમ વિવાહિત સ્ત્રીઓનો ટ્રેડમાર્ક છે એમ વિવાહિત પુરુષો માટે પણ કાંઈ હોવું જોઈએ ખરૂંને?

**વીણા** : શા માટે?

**શિરીષ** : નહિ તો કુંવારો પુરુષ કયો અને પરણેલો કયો એ આજકાલની સ્ત્રીઓને ખબર પડતી નથી, અને ફોકટની બિચારા પુરુષને વળગે છે અને પછી જ્યારે એને ખબર પડે છે કે આ તો પાંચ છોકરાંનો બાપ છે, ત્યારે એને દોષ દે છે.

**વીણા** : પણ આજકાલની છોકરીઓ પણ ઓછી નથી હોતી. લગ્ન થયાં હોય છતાં મંગળસૂત્ર ન દેખાય એવો પ્રયત્ન કરે છે.

**શિરીષ** : હું પણ એકવાર એમ ફસાયેલો. કુમારિકા સમજી

એક છોકરી ઉપર પ્રેમ કર્યો અને એ તો ખરી રીતે મારા જેવડા છોકરાની મા હતી.

**કલ્પના**: હવે આવી વાતોની યે હદ થઈ. આમની ઓળખાણ તો કરાવો.

**શિરીષ**: અરે હા, હું તો ભૂલી જ ગયો! જોયું **વીણા**બ્હેન, આટલા માટે જ હું કહું છું કે માણસે લગ્ન ન કરવાં—હં, આમનું નામ **વીણા** દત્ત. બહુ મોટી વ્યક્તિ છે. પણ એમની બાબત સર્વ માહિતી બહાર કહેવાની સગવડ નથી. ચાલ, અંદર હું તને કહું.

**વીણા**: તમને અંદર જવાને કાંઈક બહાનું જોઈતું હતું, ખરું?

**શિરીષ**: ના, ના. પણ, **વીણા**બ્હેન, થોડીવાર પહેલાં ઉતાવળાં ઉતાવળાં ક્યાં ગયાં હતાં?

**વીણા**: અમારા મંડળના કાર્યાલયમાં ગઈ હતી.

**શિરીષ**: ગુલાબના કાંઈ સમાચાર—

**વીણા**: ના, હજુ તો કાંઈ નથી. એમને કઈ જેલમાં મૂક્યા છે એ પણ ખબર નથી પડતી. પ્રકાશ આવ્યા?

**શિરીષ**: ઓત્તારીની, જે આવે છે તે બિચારા પ્રકાશની જ કાળજી કરતા આવે છે. એના કરતાં કોઈ મારી તો ખબર પૂછો.

**કલ્પના**: પણ શિરીષ, તેં મને પ્રકાશ કે ગુલાબની તો કાંઈ જ વાત કરી નહિ.

**શિરીષ**: એ તો હું તને કહીશ. તું ચાલ અંદર (એને અંદર લઈ જાય છે.)

**શામ**: (પ્ર. ક.) **વીણા**, ઓ **વીણા**......

**વીણા**: આ શું? આમ બૂમો કેમ પાડો છો?

**શામ**: I am very glad Vina! મને ખૂબ આનંદ થાય છે આજે. મન નાચી ઊઠે છે.

**વીણા** : પણ એવું તે શું બન્યું છે?

**શામ** : કહે જોઇએ?

**વીણા** : ગુલાબના કાંઈ ખબર મળ્યા હશે.

**શામ** : છટ્!

**વીણા** : કૉમ્યુનીસ્ટ પાર્ટીએ આ યુદ્ધમાં ભાગ લેવાનું ઠરાવ્યું હશે.

**શામ** : એ શું આનંદની વાત છે?

**વીણા** : તો પછી તમે જ કહો ને.

**શામ** : કહું? તું તો સાંભળીને એકદમ ખુશ થઈ જઇશ. પણ, તું મને ઇનામ શું આપીશ?

**વીણા** : હું શું ઇનામ આપું? મારી પાસે શું છે?

**શામ** : ઘણું છે. **વીણા**, સરકારે તારા પરનું વૉરંટ રદ કર્યું! આ શું **વીણા**? મેં આટલા આનંદની વાત કહી ને તને હર્ષ નથી થતો?

**વીણા** : હર્ષ શાનો? આટલા દિવસ છૂપા વેશમાં હતી. છતાં સ્વતંત્ર હતી. હવે છૂટી થઈ ને ગુલામ થઈ. ના **શામ**કાંત, હર્ષ–આનંદ જેવી વસ્તુ જ મારાં ભાગ્યમાં લખાયેલી નથી.

**શામ** : પણ આજે તો તારાં અભિનંદનાર્થે અમારી પાર્ટી તરફથી સભા છે. તારે આવવું જ પડશે.

**વીણા** : માફ કરો, હું નહિ આવી શકું. મને અધિકાર નથી. મેં એવું શું મહાભારત કાર્ય કર્યું છે?

**શામ** : પણ તારે મારી ખાતર આવવું જ પડશે.

**વીણા** : તમારે અભિનંદન જ આપવાં છે ને, તો પછી સરકારની જેલ તોડી બહાર આવેલા પ્રકાશને આપો અને પછી મને આગ્રહ કરો.

**શામ** : પણ **વીણા**, અભિનંદન કોને આપવાનાં? અભિનંદન તો સાચા વીરને ઘટે—જેલમાંથી નાસી છૂટેલાને ડરપોકને નહિ.

**વીણા** : બીકણ? કોણ બીકણ? **શામ**કાંત, તમે આમ બોલી જ કેમ શકો છો. **પ્રકાશ** જેલમાંથી નાસી આવ્યા તે એમના જીવન માટે નહિ પણ સમગ્ર જનતાને આશ્વાસન આપવા માટે—તમે કૉમ્યુનીસ્ટો એને નાસી છૂટ્યો છે એમ કહી હલકો પાડો—છતાંએ ભાવિ ઈતિહાસ તો એમનાં ગૌરવનો જ ઉલ્લેખ કરશે.

**શામ** : જવા દે એ વાદવિવાદ. આપણી વાત કર ને. મેં કહી એ બાબતમાં, આટલું તો માનવું પડશે.

**વીણા** : ના **શામ**કાંત, એ નહિ બની શકે. મારે જનતા સામે પ્રત્યક્ષ નથી આવવું, પરોક્ષ રહીને કાર્ય કરવું છે. બીજું કાંઇ માગો.

**શામ** : માગુ? જો—માગ્યા પછી ના કહીશ. પછીથી ફરી જઇશ.

**વીણા** : માગો તો ખરા.

**શામ** : તું, મને તો તું જ જોઈએ છે.

**વીણા** : (આશ્ચર્યથી) શું ?

**શામ** : જન્મભર તારો જ સાથ જોઇએ છે, આવીશને?

**વીણા** : **શામ**કાંત, મોબદલો માગ્યો—પણ કેટલો ભયંકર!

**શામ** : તું ગુસ્સે થઇ?

**વીણા** : ના.

**શામ** : જે પળે મેં તને આ ઘરમાં જોઈ તેજ પળથી મેં તને મારૂં હૃદય સોંપ્યું છે.

**વીણા** : મને આનો ખ્યાલ જ ન હતો.

**શામ** : તારા પર સરકારી વૉરંટ હોવા છતાં તને રાખી—

**વીણા** : ખરેખર, એ તો મહાન ઉપકાર કર્યો.

**શામ** : આપણા મિલનની આડે તારું સરકારી વૉરંટ આવશે એમ ધારી એ વૉરંટ રદ કરાવ્યું.

**વીણા** : સાચેજ, તમારા કરેલા ઉપકારનું માપ કાઢવું મુશ્કેલ છે. પણ જે વસ્તુ પર મારો હક્ક નથી એ હું તમને કેમ આપી શકું ?

**શામ** : એટલે ?

**વીણા** : શામકાંત, તમે મને પૂછ્યું અને મારે એ માગણી નકારી કાઢવાનો વખત આવ્યો. હું મારી રહી નથી. આ શરીર ઉપર મારી સત્તા નથી.

**શામ** : મારી આ માગણી આવી રીતે નકારવામાં આવશે એની મને કલ્પના ન હતી.

**વીણા** : હું અસહાય છું.

**શામ** : આવાં બહાનાં કાઢી છટકી જવાની તમને સ્ત્રીઓને ટેવ હોય છે. પણ મને ખબર છે કે તેં મને શા માટે ના પાડી.

**વીણા** : એમ ?

**શામ** : હા, હું કૉમ્યુનીસ્ટ છું માટે.

**વીણા** : ના.

**શામ** : પણ. હું તને એટલી તો ખાતરી આપું છું કે આપણા રાજકિય મતભેદ સંસારની આડે નહિ આવે.

**વીણા** : એ કારણ જ નથી શામકાંત. મારા હૃદયનું તો મેં ક્યારનુંય દાન દઈ દીધું છે. આપેલું દાન પાછું લેવું એ આપણી સંસ્કૃતિ નથી.

**શામ** : ના, ના. શું કહે છે ? એ મહાપુરુષનું નામ તો કહે.

**વીણા** : હું એ નહિ કહી શકું.

**શામ** : કેમ વારૂં ?

**વીણા** : કારણ એ એક તપશ્ચર્યા છે. મેં દાન તો દીધું છે પણ, એમણે એ સ્વીકાર્યું છે કે નહિ એની મને ખબર નથી.

**શામ** : તો તો એ મૂર્ખાઈ છે.

**વીણા** : ના, એ તો માનસપૂજા છે.

**શામ** : માનસપૂજા ?

**વીણા** : દેવના ચરણે પડનાર ફૂલો બદલો માગતાં નથી. એ ચરણના સ્પર્શ માત્રથી જ એમનું અંગ પુલકિત થાય છે. ભલેને માત્ર ક્ષણભર જ દિવ્યત્વનો સાક્ષાત્કાર થાય પણ, એ એક ક્ષણ માટે પણ આપણું જીવન સાર્થક થયું એજ એક ભાવના એમનાં કોમળ હૈયે વસી રહે છે.

**શામ** : પણ જે પ્રેમની ખાતરી નથી એની પાછળ પ્રાણ પછાડવાનો શો અર્થ ?

**વીણા** : તમને ખરૂં કહું, શામકાંત ? તમને પ્રેમ એટલે શું એ ખબર જ નથી. પ્રેમ મનના સમાધાન ખાતર હોય છે. ઘણીવાર જે વ્યક્તિ પર આપણે પ્રાણ કરતાં પણ અધિક સ્નેહ રાખીએ છીએ એ વ્યક્તિને તો ખબર પણ હોતી નથી. જીવનના અંત સુધી એ અવ્યક્ત અને અફળ પ્રેમમાં જ વ્યક્ત અને સફળ જીવનની સાર્થકતા રહે છે.

**શામ** : એ તો આપણને એકાદી વસ્તુ આપવી ન હોય ત્યારે આવું તત્ત્વજ્ઞાન સૂઝે છે. વીણા ! મને સાચે જ આશા હતી કે તું મારી માગણી સ્વીકારીશ. આપણા સંસારના મધુર સ્વપ્નો રચવામાં મેં અનેક રાત્રિનાં જાગરણો કર્યાં છે. આજસુધી હું એકાકિ જીવન જીવતો આવ્યો છું; અને આજે જ્યારે—

**વીણા** : શામકાંત—

**શામ**: તારી હા માત્રથી આજસુધી સુકા રહેલા વૃક્ષને કુંપળો ફૂટશે. આજસુધી નિઃશબ્દ બનેલા મારા જીવનમાં કોઈ અલૌકિક મધુર ગાનના સ્વરો ગુંજી ઉઠશે. મારૂં જીવન સાર્થક કરવું તારા જ હાથમાં છે. વીણા, કરીશને આટલું?

**વીણા**: શામકાંત! તમારા આવા શબ્દો સાંભળીને મને મારા ઉપર ગુસ્સો આવે છે. તમે મને ગમો છો, ખૂબ ખૂબ ગમો છો પણ તમે માગેલું આપવાને હું અસમર્થ છું. તમે મારા ઉપર કરેલો ઉપકારપુંજ મારી દૃષ્ટિ સામે ઊભો હોવા છતાં મારે ના પાડવી પડે છે.

**શામ**: કેટલો નિરાશ કર્યો તેં મને. વારૂ! ત્યારે હવે મારે આખર સુધી એકાકિ જ પ્રવાસ કરવો રહ્યો. બિલકુલ એકાકિ.

**વીણા**: તમારૂં દુઃખ હું સમજી શકું છું. પણ—

**શામ**: એ બધું વ્યર્થ વીણા! પણ આયુષ્ય વિષમ વિષ જેવું ઝેરી છે, એમ મને તેં આજે બતાવ્યું. આખા જગતની હોળી માણસ સહન કરી શકે પણ એનાં હૈયામાં પોષાયેલી પ્રેમની હોળી—સાચે જ અસહ્ય છે!

**વીણા**: શામકાંત, મને ક્ષમા કરો.

**શામ**: વીણા, આ હૈયાંની ગૂંચ ઘણી વિચિત્ર હોય છે. એને ઉકેલવાનો પ્રયત્ન કરીએ તો હૃદય ચિરાઈ જાય છે...

**વીણા**: નહિ શામકાંત, આવું બોલીને મારાં દુઃખી હૃદયને વધારે દુઃખી નહિ કરશો.

**શામ**: દુઃખ? અને તને? ખરી વેદના તો અહીં થાય છે. શિકારના સીનામાં મારેલું બાણ કાઢતી વખતે શિકારીને પીડા નથી થતી, શિકારને થાય છે.

**વીણા**: નહિ શામકાંત, મારી ભાવનાની આમ અવગણના

ન કરો. ભલે તમે મારા પર ગુસ્સે થાઓ પણ મને તિરસ્કારશો નહિ.

**શામ** : ના, હું તારા પર ગુસ્સે નહિ થાઉં, અને, તારો તિરસ્કાર પણ હું નહિ કરી શકું. મને એવો શો અધિકાર છે? મારે તો મારી જાત ઉપર જ ગુસ્સે થવાનું રહ્યું અને મારી જાતને જ તિરસ્કારવી પણ રહી. (ચાલ્યો જાય છે)

**વીણા** : (સ્વગત) પ્રકાશ, તમારૂં તેજસ્વી અને વિશાલ જીવન જોયા પછી અને હૃદયમાં તમારી મૂંગી પૂજા કર્યા પછી અન્ય કોઇને આ હૃદય અર્પવાની ઇચ્છા પણ મને કેમ થાય?

[બારણા પર ટક ટક અવાજ થાય છે. પ્રકાશ મીલીટરી વેશમાં પ્રવેશ કરે છે]

**પ્રકાશ** : May I come in?

**વીણા** : Yes, come in.

**પ્રકાશ** : આ ઘર મિ. ગુલાબ—

**વીણા** : હા, પણ એ અહીં નથી.

**પ્રકાશ** : એ મેં તમને પૂછ્યું નહોતું. પ્રકાશ અહીં જ છે એમ અમને ખબર પડી છે.

**વીણા** : તમે કોણ છો?

**પ્રકાશ** : હું મધ્યવર્તી સરકારનો ખાસ છૂપી પોલીસનો અધિકારી છું. પ્રકાશ અહીં જ છે એમ અમને ખાતરી છે માટે-જ હું અહીં આવ્યો છું.

**વીણા** : આપનો ફેરો અફળ જશે એમ મને લાગે છે. એ અહીં નથી. ફાવે તો તમે આખું ઘર જોઈ શકો છો.

**પ્રકાશ** : એ તો કરવું જ પડશે પણ પ્રકાશ વિષે તમને કાંઈ માહિતી નથી મળી?

**વીણા** : ના, મને કશી જ ખબર નથી.

**પ્રકાશ** : તમે સાચું કહો છો?

**વીણા** : હું એકજવાર બોલું છું ને તે સત્ય બોલું છું.

**પ્રકાશ** : હું હમણાં સાબીત કરી બતાવું કે પ્રકાશ અહીં છે તો—

**વીણા** : અહીં ?

**પ્રકાશ** : આજ દિવાખાનામાં.

**વીણા** : આ દિવાનખાનામાં ?

**પ્રકાશ** : હા, તમારી સામે જ (હેટ કાઢે છે અને દાઢી મૂછ ઉતારે છે)

**વીણા** : પ્રકાશ!

**પ્રકાશ** : છે ને પ્રકાશ અહીં જ ?

**વીણા** : અત્યાર સુધી અંધારૂં હતું. પણ તમે આવ્યા ને આખું ઘર ઝળઝળી ઊઠ્યું.

**પ્રકાશ** : પણ વીણા, તું યે મને ન ઓળખી શકી ?

**વીણા** : કેવી રીતે ઓળખું ? કેવો વેશ કર્યો હતો!

**પ્રકાશ** : હું વેશાંતર બરાબર કરી શકું છું કે નહિ એની મારે ખાતરી કરી જોવી હતી.

**વીણા** : એટલે તમારો ક્યાંય જવાનો વિચાર છે કે શું ?

**પ્રકાશ** : હા, વીણા.

**વીણા** : ક્યાં ?

**પ્રકાશ** : નેપાળ.

**વીણા** : ત્યાં વળી શું કરવા ?

**પ્રકાશ** : આઝાદ ફોજ તૈયાર કરવા.

**વીણા** : આઝાદ ફોજ ?

**પ્રકાશ** : એ મારૂં એક સ્વપ્ન છે. નેપાળની સરહદ પર અમે કૅમ્પ ખોલી છે, ત્યાં યુવાનોને લશ્કરી તાલીમ આપવાનો મારો

વિચાર છે. સુભાષબાબુ જે પ્રયોગ સરહદ બહાર કરી રહ્યા છે તેજ અમે હિંદુસ્તાનમાં કરવા માગીએ છીએ.

**વીણા**: અને, એ સ્વપ્ન સાચું પડશે ?

**પ્રકાશ**: તે તો કેમ કહી શકાય ? પ્રયત્ન કરવો એ આપણા હાથમાં છે.

**વીણા**: ના, ના. તમે અહીં રહીને જે કરવું હોય તે કરો.

**પ્રકાશ**: એમ તે કાંઈ બને ?

**વીણા**: પણ પ્રકાશ. તમે જશો તો આ યુદ્ધની યોજનાઓ કોણ ઘડશે ?

**પ્રકાશ**: એ મેં ઘડી રાખી છે! થોડા દિવસ જો હું નહિ હોઉં તો મારા સહકારીઓ તો છે જ–જીવના જોખમે આ કાર્યને તેઓ પાર પહોંચાડશે જ.

**વીણા**: પણ આ પોષાક ક્યાંથી લાવ્યા ?

**પ્રકાશ**: મારો એક મિત્ર લશ્કરમાં છે એની પાસેથી.

**વીણા**: પ્રકાશ, તમને એક આનંદની વાત કહેવાની

**પ્રકાશ**: કહેને—

**વીણા**: મારા ઉપરનું વૉરંટ રદ થયું.

**પ્રકાશ**: ખરેખર ? આ સાંભળી ખૂબ આનંદ થયો.

**વીણા**: અને, શિરીષે લગ્ન કર્યાં.

**પ્રકાશ**: અરે વાહ ! એ ક્યાં છે ?

**વીણા**: અંદર. મા પાસે. તમે માને નહિ મળો ?

**પ્રકાશ**: મળીશને ! પણ મને ભય છે. હું ક્યાં ય જવાનો છું એમ જો માને ખબર પડશે તો એ મને છોડશે જ નહિ.

**વીણા**: અને ખરું કહું ! તમારી તબિયત જોઈને તો મને પણ તમે જાઓ એ રુચતું નથી.

**પ્રકાશ**: તું પણ આમ કરે છે એ આશ્ચર્યની વાત છે.

**વીણા:** તમને હજુ સ્ત્રીહૃદયની કલ્પના નથી. પ્રકાશ! હું તમારૂં ધ્યેય, આકાંક્ષા, એ સર્વ જાણું છું પણ—

**પ્રકાશ:** પણ શું?

**વીણા:** પણ જે વ્યક્તિ આપણને ગમે એ આપણાથી દૂર ન જાય એમ દરેક સ્ત્રીને લાગ્યા કરે છે.

**પ્રકાશ:** પણ વીણા, સ્ત્રીઓનું હૃદય પુરુષોના પ્રેમમાં મર્યાદિત થયેલું હોય છે. જ્યારે, પુરુષોની મહત્વાકાક્ષામાં આખું વિશ્વ સમાયેલું હોય છે. સ્ત્રીઓ પ્રેમને જુએ છે, પુરુષો પરાક્રમને.

**વીણા:** પણ પુરુષોને પરાક્રમ કરવાની સ્ફૂર્તિ આપનાર સ્ત્રીઓજ હોય છે. સ્ત્રીઓના ત્યાગમાં જ પુરુષોના પરાક્રમની સફળતા રહેલી હોય છે.

**પ્રકાશ:** માટે જ તેં થોડીવાર પહેલાં જવાની ના કહી ખરૂં?

**વીણા:** એ મારી ભૂલ હતી, પ્રકાશ! તમે ખુશીથી જાઓ. હું તમને નહિ રોકું. તમારાં પરાક્રમનાં ગાન દૂરથીજ સાંભળીને હું આનંદ માણીશ. પણ, આ ગાંડી પ્રીત ...... (જીભ કરડે છે)

**પ્રકાશ:** વીણા!

**વીણા:** ક્ષમા કરો, પ્રકાશ! જે વાત કહેવી નહિ એમ મેં નક્કી કર્યું હતું, જે વાતનો એક શબ્દ સરખો પણ ઉચ્ચારવો નહિ એમ મેં મારી જીભને કહ્યું હતું, એ મેં ઊર્મિના આવેશમાં કહી નાંખ્યું. તમે ગુસ્સે તો થયા નથીને?

**પ્રકાશ:** ના વીણા! જે ગુન્હો તેં કર્યો છે એ ગુન્હો થોડે અંશે મેં પણ કર્યો છે.

**વીણા:** પ્રકાશ, ખરેખર?

**પ્રકાશ:** સાચે જ. આ વાત મારી મેળે હું તને કહેવાનો ન હતો. પણ આજ તેંજ વિષય કાઢયો તેથી કહું છું. વીણા, મારો તારા પર પ્રેમ છે એમ કહેવામાં મને અભિમાન લાગે છે.

**વીણા** : પ્રકાશ, આજ હું કૃતાર્થ થઇ. જે આશા આજસુધી મેં હૃદયમાં રાખી તે પૂર્ણ થઈ. હું સ્વપ્નમાં તો નથી ને?

**પ્રકાશ** : ના વીણા......

**વીણા** : પણ પ્રકાશ, તમારે આજેજ નીકળવું પડશે?

**પ્રકાશ** : હા.......

**વીણી** : એટલે અમારો તમારા ઉપર કાંઇજ હક્ક નથી, કેમ?

**પ્રકાશ** : છેને? તારો મારા પર હક્ક છે, માનો મારા પર હક્ક છે; પણ એ એનાં કરતાં યે ભારતમાતાનો મારા ઉપર વિશેષ હક્ક છે.

**વીણા** : પ્રકાશ, આપણો પ્રેમ સફળ થશે કે?

**પ્રકાશ** : કેમ કહી શકાય? આપણે ગુલામ છીએ, આપણને પ્રેમ કરવાનો યે અધિકાર નથી. આપણો દેશ પરતંત્ર હોય ત્યાં સુધી કોઇપણ જાતનો આનંદ માણવાનો આપણને હક્ક નથી.

**વીણા** : એટલે સ્વાતંત્ર્ય મળશે ત્યાંસુધી આપણો પ્રેમ અપૂર્ણ રહેશે?

**પ્રકાશ** : હા. વીણા! આપણું યુદ્ધ શરૂ થયું છે. આ યુદ્ધમાંથી ઉદ્ભવનાર સ્વાતંત્ર્યની ખાતર આપણો પ્રેમ આપણે ઘડીભર ભૂલી જવો જોઇએ.

**વીણા** : પણ હું કંઇ તમારા માર્ગમાં નહિ આવું. આપણે એક બનીને લઢીશું. બેલગામ પાસે મીલીટરી ટ્રેન ઉથલાવનારા, અને બીજાં અનેક પરાક્રમોની પાછળ રહેલી શક્તિ કોણ હતી?

**પ્રકાશ** : તું હતી, વીણા?

**વીણા** : હા, રંગમહેલમાં પ્રણયચેષ્ટા કરીને પ્રિયકરનું મન રીઝવનાર સ્ત્રીઓ પણ વખત આવે પ્રિયતમ સાથે ઊભી રહીને લઢી શકે છે. સ્ત્રીઓની કોમળતા સમય આવે વજ્રની કઠોરતા

ધારણ કરી શકે છે. પોતાના એક છોકરાનું આ લડાઈમાં બલિદાન દેવાયા છતાં બીજાને હસતે મોંએ મેદાનમાં મોકલનારી કેટલીએ મા આજે મળી આવે છે. પોતાના પતિને ખાતર જેલનિવાસ કરનાર કેટલીયે પત્નીઓનાં નામ નોંધી શકાય તેમ છે. ભૂમિગત રહી સરકાર સામે ઝુંબેશ ઉઠાવનાર અનેક અરૂણા અસફઅલી આપણે ત્યાં છે. આવતી કાલના જગતની નાયિકાઓની આપણે ત્યાં ખોટ નથી.

**પ્રકાશ**: એજ આવતી કાલના જગતની તું નાયિકા છે. ક્રાંતિકાલ આવો જ હોય છે. આવા હજારો પ્રણય જ્યારે અફલ જશે, હજારો સંસાર જ્યારે ઉજ્જડ થશે, ત્યારે એ અફળતામાંથી અને એ ઉજ્જડ સંસારની ચિતામાંથી સ્વાતંત્ર્યનો સાદ કાને પડશે! કેમ, મારા પર રીસ ચઢી?

**વીણા**: ના પ્રકાશ, તમારા પર ગુસ્સો થઈ શકે એમજ નથી. હું મોહવશ થઈ હતી. પણ, તમે મને સાચો માર્ગ દાખવ્યો.

**પ્રકાશ**: તું કેટલી ખાનદાન છે, વીણા!

**વીણા**: આ ખાનદાનીનો યશ તમને ઘટે છે. તમારૂં વ્યક્તિત્વ એટલું મહાન છે કે એની સામે તો મારા જેવી હજારો વીણા ઓવારી નાંખી શકાય.

**પ્રકાશ**: નહિ, વીણા! હું એવો મહાન નથી. તારી સાથે મેં પ્રેમ બાંધ્યો પણ સાથે સાથે તરત જ અહીંથી જવાના મનસૂબા કરવા લાગ્યો.

**વીણા**: પણ એમાં તમારો વાંક નથી. પરિસ્થિતિ ખરાબ છે, અને હું તો મારી મેળે જ તમારે ચરણે આવી છું.

**પ્રકાશ**: વીણા, આ આપણું આખરી મિલન તો નહિ હોય!

**વીણા**: ભગવાન જાણે. પણ, જો આપણે ફરી એકવાર પણ

મળીશું તો એક સર્વશ્રેષ્ઠ માનવ પુરુષે મારી સાથે પ્રીત બાંધી છે એ વિચાર માત્રથી મારૂં મન નાચી ઊઠશે. તમે ખુશીથી જાઓ, અને તમારાં કાર્યમાં મગ્ન રહો. કદાચ કાર્યની મસ્તીમાં વિસરી જાઓ તો પણ વિશ્રાંતિના સમયે મને સંભારજો. પોતાના પ્રાણ કરતાં પણ અધિક મમત્વ રાખનાર કોઈ એક યુવતી જગતમાં છે અને પોતાના પ્રિયકરનાં પરાક્રમો જાણી એ અભિમાન લે છે એ લક્ષમાં રાખજો.

**પ્રકાશ**: તને હું કેમ કરી ભૂલી શકું ? જંગ હવે જામ્યું છે, આજે નહિ તો આવતી કાલે આપણો દેશ આઝાદ થશે, એ સ્વતંત્ર ભારતના એક સૈનિક તરીકે તો હું તને ચોક્કસ મળવા આવીશ—

**વીણા**: ને ત્યારે, નેત્રોની દીવીમાં હૃદયની વાટ પરોવીને આ વીર પુરુષનું સ્વાગત કરવા હું બારણે ઊભી રહીશ—

**પ્રકાશ**: ત્યારે એ દીવીના પ્રકાશમાં આંખોથી ટપકતાં આનંદાશ્રુઓને સાક્ષી રાખી આપણે અન્યોઅન્યનો સ્વીકાર કરીશું. વીણા, આપણે અભિન્ન છીએ–અવિભક્ત છીએ, અને રહીશું. વીણા, તું મારૂં એક કામ કરીશ ?

**વીણા**: કહોને ?

**પ્રકાશ**: મારા આ કાગળો આપણી ગુપ્ત કચેરીમાં પહોંચતા કરીશ ?

**વીણા**: જરૂર.

**પ્રકાશ**: એ ઘણા મહત્વના છે, હં ! હું જાતે જ ગયો હોત પણ મારે હજી બે ત્રણ બીજાં કામ પતાવવાનાં છે.

[પ્રકાશ કાગળો આપે છે. વીણા કમરે બાસે છે]

**વીણા**: હું તમારી સાથે સ્ટેશન ઉપર આવું ?

**પ્રકાશ** : ના, એમાં જોખમ છે. તું ન આવે તો સારું.

**વીણા** : ઠીક, તો બેફીકર રહેજો. હું આ કાગળ પહોંચતા કરીશ. [**શામ** પ્રવેશ કરે છે]

**પ્રકાશ** : શામ!

**શામ** : તું અહીં ?

**પ્રકાશ** : એટલે ?

**શામ** : તારા પર સરકારી વૉરંટ હોવા છતાં તું અહીં આવવાની હામ ભીડીશ એમ મેં નહોતું ધાર્યું.

**વીણા** : જેમણે જેલમાંથી નાસી છૂટવાનું એકવાર સાહસ ખેડયું છે તેમને મન આ કૈં બહુ મહત્વની વાત નથી.

**શામ** : એમ નહિ. પણ, આ ઘરની સલામતીનો તો એણે વિચાર કરવો હતો!

**વીણા** : પણ મારા પર જ્યારે વૉરંટ હતું ત્યારે શું હું અહીં નહોતી રહેતી ?

**શામ** : તારી વાત જુદી હતી. આ તો.........

**પ્રકાશ** : જરાએ ગભરાઇશ નહીં. હું હમણાં જ જવાનો છું. મારાથી અહીં લાંબો સમય રહી શકાય એમ જ નથી.

**શામ** : વખત વિચારીને લડાઈ શરૂ કરવી હતી ને.

**વીણા** : લડાઈ કાંઈ શરૂ કરવી પડતી નથી. એ તો આપોઆપ જ શરૂ થાય છે.

**શામ** : રશિયાએ જો આ યુધ્ધમાં ઝંપલાવ્યું ન હોત તો અમે યુધ્ધમેદાનમાં જઇને ગોળીઓ અટકાવી હોત.

**વીણા** : એકંદરે તમને સ્વાતંત્ર્ય કરતાં રશિયાનું મહત્વ વધારે લાગે છે, ખરું!

**શામ** : હા! કારણ કે રશિયા એ સમાજવાદનું કેન્દ્ર છે.

**પ્રકાશ** : એ અમને કબૂલ છે. પણ રશિયા એટલે જ સમાજવાદ, એ અમને કબૂલ નથી. વ્યક્તિસ્વાતંત્ર્ય એ સમાજ-વાદનો પ્રાણ છે અને રશિયાના વાદમાં આનો અભાવ તરી આવે છે. યુધ્ધ શરૂ થયું ત્યારથીજ અમારી ભૂમિકા તો યુદ્ધ વિરૂધ્ધની જ હતી.

**શામ** : તો પછી તમે ૧૯૩૯ માં લડાઇ કેમ જાહેર ન કરી ?

**પ્રકાશ** : કારણ કે અમારે તો આખી કોંગ્રેસને આ લડાઇમાં સામેલ કરવી હતી. અને, આ સામ્રાજ્યવાદી યુધ્ધનું સમાજવાદી ક્રાંતિમાં રૂપાંતર કરવું એવો પણ આની પાછળ અમારો હેતુ હતો.

**શામ** : પણ કોંગ્રેસે અત્યાચારીઓને ક્યારથી સાથ આપ્યો ? આ તમારૂં ઘાતકી ધોરણ શું કોંગ્રેસની અહિંસાની વ્યાખ્યામાં સમાઇ જાય છે ?

**પ્રકાશ** : હિંસા, અહિંસા પર વાદવિવાદ કરવાનો અમને વખત નથી. યુધ્ધમાં તો સર્વ કાંઇ ક્ષમ્ય હોય છે.

**વીણા** : અમારો માર્ગ કદાચિત્ જુદો હશે. પણ છેલ્લાં ચાળીસ વર્ષથી અમારે માટે સર્વસ્વનો ત્યાગ કરનારા એ મહાત્મા 'ચલે જાવ' ની ઘોષણા ખોટી ન કરે અને એટલા માટે આ યુધ્ધ શરૂં થયું છે. એ મહાત્માની યોગ્યતા એટલી ઉચ્ચ છે કે એના શબ્દ ખાતર હજારો વીરોએ પોતાના સર્વસ્વનું બલિદાન આપવું પડશે.

**શામ**: પણ આવતી કાલે ગાંધીજીએ તમારા આ કૃત્યને જો નિષેધ ગણ્યું તો ?—

**પ્રકાશ**: તો એ અવગણના અમે સહન કરી લઇશું. કાલ ઊઠીને ભલે એમણે અમને અનુમોદન ન આપ્યું કે અમે ભોગવેલી યાતના જોઇને એક આંસુ પણ નહિ સાર્યું તો અમને ખોટું નહિ લાગે.

**શામ**: તો પછી આ હઠ શા માટે? જેના શબ્દ ખાતર તમે આટલા પ્રાણ પાથરીને લડો છો છતાં એમને તમારી પરવા પણ નથી. ઉલટું 'તમે કોંગ્રેસનો દ્રોહ કર્યો છે' એમ તમને કહેશે......

**પ્રકાશ**: ખરો દ્રોહ તો તમે જ કર્યો છે. આ યુદ્ધવીરોને તમે ડરપોક ઠરાવ્યા. દેશ બહાર જઈને આઝાદ હિંદસેના તૈયાર કરનાર સુભાષબાબુને તમે દેશદ્રોહી ઠરાવ્યા. ખરા દેશદ્રોહી તો તમે કૉમ્યુનીસ્ટો જ છો. તમારાં કાળાં કૃત્યનો જવાબ આજનું હિંદ નહીં માગે પણ આવતી કાલનું આઝાદ હિંદ તો જરૂર માગશે.

**શામ**: અને શું તમારી પાસે નહિ માગે?

**પ્રકાશ**: અમારી પાસે જવાબ માગવાનો હક્ક ફક્ત કોંગ્રેસને જ છે. એના સર્વશ્રેષ્ઠ ન્યાયાસન સમક્ષ અમે ફરિયાદ કરીશું અને કહીશું કે અમે જે કાંઈ કર્યું એમાં ભૂલ હોય તો એ અમારી ભૂલ છે અને જો યશ હોય તો એ કોંગ્રેસનો છે.

**પ્રકાશ**: વીણા, હું જાઉં છું. ફરી મળાય ત્યારે ખરૂં.

(વીણા પ્રકાશને જતો જોઇ રહે છે.)

**શામ**: (વીણા તરફ ફરીને) હવે મને સમજ પડી કે તેં મને કેમ ના પાડી. પ્રકાશના પ્રેમને ખાતર તેં મને ના પાડી. એના ઉપર તારો અનહદ પ્રેમ છે, ખરું?

**વીણા**: એમાં શું કહેવાનું હોય?

**શામ**: એની ખાતર તું ગમે તે કરીશ?

**વીણા**: ચોક્કસ.

**શામ**: ધાર કે એને પકડવા પોલીસ સ્ટેશન ઉપર જાય તો?

**વીણા**: કેવી રીતે? પોલીસને કોણ કહેશે?

**શામ**: ધાર કે મેં ખબર આપી તો?

**વીણા**: આવી મશ્કરી શું કરો છો?

**શામ**: મને મશ્કરી કરવાની ટેવ જ નથી. (ટેલીફોન તરફ વળે છે)

**વીણા**: તમે શું કરો છો?

**શામ**: ટેલીફોન. છૂપી પોલીસે પ્રકાશને જે પકડી આપે તેને દસહજારનું ઈનામ આપવાનું જાહેર કર્યું છે.

**વીણા**: પૈસા ખાતર તમે મિત્રનો જીવ લેશો?

**શામ**: માત્ર પૈસાને ખાતર નહિ—એમ કરવાનું બીજું પણ એક કારણ છે. (નંબર ફેરવે છે) હૅલો.

**વીણા**: શામકાંત! આવું ભયંકર કૃત્ય...(**શામ** ટેલીફોનમાં બોલવાનો યત્ન કરે છે). તો પછી મારે આખરી માર્ગ ગ્રહણ કરવો પડશે. [પિસ્તોલ કાઢે છે અને એ જ વખતે **પ્ર**કાશે આપેલા કાગળો પડી જાય છે. એ વાંકી વળે છે એ અરસામાં **શામ** પિસ્તોલ ખેંચી લઇ કાગળો ઉંચકી લે છે] આપી દો એ કાગળો.

**શામ**: (કાગળો વાંચીને) ઓહો, પ્રકાશની યોજનાના કાગળો! I am damn lucky. આંધળો જ્યારે એક આંખ માગે છે ત્યારે દેવ એને બે આંખ આપે છે. અચ્છા! હું જાઉં છું.

**વીણા**: ક્યાં જાઓ છો?

**શામ**: પોલીસ ઑફિસમાં. કમિશ્નરને આવા કાગળો ખૂબ ગમે છે! હવે મને કોણ રોકી શકશે?

**વીણા**: શામકાંત, પ્રકાશે કેટલા વિશ્વાસ ઉપર આ કાગળો મને આપ્યા હતા.

**શામ**: તને આ જોઈએ છે?

**વીણા**: હા.

**શામ**: પણ એક શરતે—

**વીણા**: શી શરત?

**શામ** : નજીવી છે. મારી સાથે લગ્ન કરવાની.

**વીણા** આ શું બોલ્યા ?

**શામ** : તને એ પસંદ નથી ? (જવા માંડે છે)

**વીણા** : ઊભા રહો, શામકાંત. હું તમારી સાથે લગ્ન કરવા તૈયાર છું. પ્રકાશની ધ્યેયસિદ્ધિ ખાતર હું તમારી સાથે શું પણ એક મડદા સાથે પણ લગ્ન કરીશ.

**શામ** : તો પછી નક્કી. આવતી કાલે સવારે વૈદિક પદ્ધતિથી.........

**વીણા** : આવતી કાલે.........

**શામ** : ઠીક ત્યારે, હું જાઉં છું. કાલે સવારે તૈયાર રહેજે, નહીં તો આગળો પોલીસને સોંપવામાં આવશે. સમજી ? (શામકાંત જાય છે)

**વીણા** : (સ્વગત) પ્રકાશ ! મને ક્ષમા કરો. મારે વચનભંગ કરવો પડે છે. પણ પ્રિયતમ ! તમારા જીવન ખાતર, તમારા કાર્યની સિદ્ધિ ખાતર હું એ કરૂં છું. તમારૂં જીવન અને કાર્ય એટલાં કિંમતી છે કે જેને માટે હજારો વીણાએ પોતાનાં જીવનની કુરબાની કરવી પડશે. (કલ્પના પ્રવેશે છે)

**કલ્પના** : વીણાબહેન ! વીણાબહેન ! કેમ આમ નિરાશ થઇ ગયાં છો ? શું છે ?

**વીણા** : કાંઈ નહિ.

**કલ્પના** : એમ તે કાંઈ હોય ! તમે રડો છો...શું છે ?

**વીણા** : હું—હું શામકાંત જોડે આવતી કાલે સવારે પરણવાની છું.

**કલ્પના** : એમાં ખુશ થવાનું કે રડવાનું ?

**વીણા** : ભાગ્યમાં હોય તેમ કરવાનું.

**કલ્પના** : નહીં, નહીં. એમાં ભાગ્યની ક્યાં વાત છે? પણ વીણાબહેન કંઈ વાત છૂપાવો છો—

**વીણા** : કલ્પના, જવા દેને એ વાત.

**કલ્પના** : ના, હું પણ એક સ્ત્રી છું, અને સ્ત્રીઓનું દુઃખ સ્ત્રી સિવાય કોણ સમજી શકે? તમારે ન કહેવું હોય તો ન કહેશો. કદાચ તમને હું પારકી લાગતી હોઇશ.—પણ વીણા, હું તો તમને મોટીબહેન ગણું છું. પણ તમે તો—

**વીણા** : નારે ગાંડી! હું તને પારકી માનતી જ નથી. તું તો મારી નાની બહેન છે.

**કલ્પના** : એ તો માત્ર મોંએજ કહેવાનું. પણ પોતાનું દુઃખ બીજાને કહેવાથી તેની માત્રા ઘણી ઘટે છે.

**વીણા** : તે તો સામાન્ય દુઃખ માટે.

**કલ્પના** : તો શું તમારૂં દુઃખ અસામાન્ય છે?

**વીણા** : કેટલી સમજુ છે તું! તારા જેવી મીઠી અને સમજુ છોકરીઓ મને ખૂબ ગમે છે.

**કલ્પના** : એમ કાંઇ હું ફસાવાની નથી, વીણાબહેન! કહોને. કેટલા દિવસ મનમાં આ દુઃખ સમાવી રાખશો! શારીરિક યાતના કરતાં માનસિક યાતના ઘણી કલેશદાયક હોય છે.

**વીણા** : તારૂં કહેવું ખરૂં છે કલ્પના, મારા હૃદયમાં જે દુઃખ ભર્યું છે એ કાંઇ સાદું સીધું નથી. એ દુઃખની કલ્પના માત્રથી જીવ વ્યાકુળ બને છે. એની વાત કોઇને કરી મન હળવું કરવું એમ શું મને થતું ન હોય? પણ કલ્પના, ઘણાં દુઃખો એવાં હોય છે કે જે કહેવાની ઇચ્છા થાય છતાં મન ન માને—

**કલ્પના** : નહીં, કહો વીણાબહેન! મારા સોગંદ છે તમને!

**વીણા**: આવા કેવા સોગંદ આપ્યા તેં! ઠીક, સાંભળ, જીવનમાં પહેલું કે છેલ્લું આ દુઃખ તને જ માત્ર કહું છું અને તે પણ તારાં સમાધાન ખાતર જ. **શામકાંત** સાથે લગ્ન કરવાની હા પાડી છે તે રાજીખુશીથી નહિ!—

**કલ્પના**: ત્યારે?

**વીણા**: નાઈલાજ હતી માટે.

**કલ્પના**: એટલે? મરજી વિરૂદ્ધ લગ્ન કરવા તમે કેમ તૈયાર થયાં?

**વીણા**: એજ હું કહેવાની છું તને! તને કદાચ ખબર નહિ હોય! **પ્રકાશ** અને હું—અમે બન્ને એકબીજાને વચન આપી ચૂક્યાં છીએ.

**કલ્પના**: આ વાતની તો મને ખબર જ નહોતી.

**વીણા**: **પ્રકાશ** જેલમાંથી બહાર આવ્યા અને અમે અમારો પ્રેમ વ્યક્ત કર્યો અને એ વચનથી બંધાયા! અને તેજ દિવસે **શામકાંતે** પણ લગ્નની ઈચ્છા જણાવી પણ મેં એ માગણીનો અસ્વીકાર કર્યો! પણ જ્યારે એને અમારા પ્રણયની વાતની ખબર પડી ત્યારે એણે મને ધમકી આપી.

**કલ્પના**: શાની ધમકી?

**વીણા**: **પ્રકાશ** ઘેર આવ્યા હતા એમને પકડવા સરકારે મોટુ ઈનામ જાહેર કર્યું હતું, ત્યારે **શામકાંતે** મને કહ્યું—

**કલ્પના**: શું કહ્યું?

**વીણા**: **શામકાંતે** ધમકી આપી કે જો હું એની સાથે લગ્ન નહિ કરૂં તો તે **પ્રકાશ**નો પત્તો પોલીસને આપશે અને મારાં કમભાગ્યે **પ્રકાશ**ની ભાવિ યોજનાનાં અગત્યનાં કાગળીયાંઓ પણ એના હાથમાં આવ્યાં, અને એટલેથી વાત ન અટકી પણ, **શામ-કાંતે** પોલીસનો નંબર પણ જોડ્યો.

**કલ્પના:** શું કહો છો, **વીણા**બહેન? પોતાના મિત્ર ઉપર જ આમ ઘા કર્યો?

**વીણા:** એ સમયે મારા મનની કેવી સ્થિતિ થઈ હશે? એક તરફ પ્રકાશનું જીવન અને બીજી બાજુ મારું હૃદય! પણ કલ્પના, પ્રકાશનું જીવન એટલું ઉજ્જવલ અને કિંમતી છે, એના રક્ષણ ખાતર આવી સેંકડો **વીણા**ઓના હૃદયના ચૂરા થાય તો પણ ઓછું છે. અને મેં પણ શામકાંત સાથે લગ્ન કરવા કબૂલ કર્યું તે પ્રકાશના જીવન ખાતરજ.

**કલ્પના:** ધન્ય છે તમને! તમે માનવી નથી પણ, શાપ-ભ્રષ્ટ દેવી છો!

**વીણા:** નારે, ના. હું તો એક સામાન્ય સ્ત્રી છું. કલ્પના, સરકારને ઠગવા ગમે તેટલો સ્વાંગ સજી શકાય પણ મારાથી પ્રેમનો ઢોંગ કરી નહિ શકાય. શામકાંત માટે મને તિરસ્કાર છે છતાં, હૃદયમાં પ્રેમભંગથી વહેતા જીવનને એક હાથે ગુંગળાવી એનું પત્નીપદ મારે કાલે સવારે સંભાળવું પડશે.

**કલ્પના:** આજે મને મારી જાત કેવી ક્ષુદ્ર છે એ સમજાય છે. **વીણા**બહેન! આટઆટલી ત્યાગવૃત્તિ તમે ક્યારે કેળવી?

**વીણા:** એ પાઠ કાંઈ શીખવો પડતો નથી! પ્રેમની અદમ્ય ભાવના આ બધું આપોઆપ શીખવાડે છે. પણ કલ્પના, કાલે ઊઠી આપણી આઝાદીના સુવર્ણ પ્રભાતે પ્રકાશ અહીં આવશે ત્યારે આ કાળું મોં હું કેમ કરી એમને બતાવી શકીશ? એમને હું શું ઉત્તર આપીશ?

**કલ્પના:** જે કાંઈ બન્યું છે તે કહેજો.

**વીણા:** ના, ના. એમ તો હું નજ કહી શકું. મિત્રમિત્રમાં કડવો સંબંધ મારે ઊભો નથી કરવો! મારી ખાતર એક કુટુંબમાં

કલહની હોળી શા માટે? આ વાત કોઇને જણાવવા જેવી નથી! પ્રકાશ મારો તિરસ્કાર કરશે તો એ ચાલશે પણ......

**કલ્પના :** ના. ગમે તે બીજો માર્ગ શોધવો પડશે. આમ તો હું નહિ થવા દઉં!

**વીણા :** બીજો કશો માર્ગ નથી, બહેન! મારૂં બલિદાન એજ માત્ર એક માર્ગ છે. અને, તે મેં સ્વીકારી લીધો છે. એમાંથી તું શું પણ કોઈ પણ મને બચાવી શકે એમ હું માનતી નથી.

(**વીણા** રડે છે. કલ્પના એને આશ્વાસન આપતાં એનું માથું પોતાના ખોળામાં મૂકે છે.)

(પડદો પડે છે)



## અંક ૬

[ સમય : એક કલાક પછી. વીણા હતાશ
થઇ બેઠી હોય છે. પ્રકાશ પ્રવેશે છે. ]

**પ્રકાશ :** વીણા......

**વીણા :** કોણ, પ્રકાશ ? કેમ પાછા આવ્યા ?

**પ્રકાશ :** હું કહું છું પણ તારૂં મોં કેમ ઉતરી ગયું છે ? મને તો થતું હતું કે તું મારા આવતાં વેંત જ હર્ષભેર સામે આવશે ને તારી આંખોમાં આનંદની મધુર લહરીઓ જોતાં જ મારા મનનો બધો ભાર હળવો થશે.

**વીણા :** પ્રકાશ !

**પ્રકાશ :** (વીણા પાસે જઇ બેસે છે) તું આમ શૂન્યમનસ્ક શું જોયા કરે છે ? હું પાછો આવ્યો એ તને ન ગમ્યું ?

**વીણા :** ગમ્યું, ખૂબ ગમ્યું. પણ, એ આનંદ માણવાને આજે હું સ્વતંત્ર નથી. પ્રકાશ, હું શું કહું—કેવી રીતે કહું ?

**પ્રકાશ**: પણ, તારે શું કહેવું છે ?

**વીણા**: પ્રકાશ, હું પૃથ્વી પર સુખ પાથરવા નથી આવી. આજ સુધી હું જગતને દુઃખથી આવરી લેતી આવી છું. કેટલા પ્રેમથી, આશાથી તમે અહીં આવ્યા છો પણ એ આશા ઉપર અત્યારે હું નિરાશાનાં જળ રેડી રહી છું.

**પ્રકાશ**: વીણા, આમ ગાંડા જેવું તું શું બોલે છે ?

**વીણા**: ખરેખર, મને ગાંડપણ આવ્યું હોત તો કેવું સારું ! તમારા હૃદયના એક ખૂણામાં પણ દુઃખની ઝાળ ન લાગે એ માટે, આ દેહ પાથરવાની મેં કલ્પના કરી હતી પણ એથી ઉલટું આજે હું એના ટૂકડા કરીશ.

**પ્રકાશ**: તું આ શું બોલે છે ?

**વીણા**: પ્રકાશ! સાંભળો, તમારી વીણા હવે તમારી નથી રહી. એ હવે પારકી બની છે—

**પ્રકાશ**: વીણા—

**વીણા**: આમ મારી સામે જોઈ શું રહ્યા છો ? તમને મારા વચનભંગ માટે મારો તિરસ્કાર નથી આવતો ? મારા પર રીસ નથી ચઢતી ? બોલો પ્રકાશ, ફાવે એ શિક્ષા ફરમાવો પણ તમે આમ શાંત ન રહો. તમારી આ શાંતિ તો મારું કાળજું કોરે છે.

**પ્રકાશ**: Congratulation, વીણા ! Be happy.

**વીણા**: નહિ, નહિ પ્રકાશ! તમે આ શું બોલ્યા ? આજ સુધી દરેક પ્રિયતમાએ પોતાના પ્રિયકર પાસેથી પ્રેમની ભેટ માગી હશે, પણ હું તો તમારી પાસેથી તિરસ્કારની ભિખ માગું છું.

**પ્રકાશ**: તિરસ્કાર ! કોનો ? હું શા માટે તારો તિરસ્કાર કરું ? મારું પ્રિય પ્રેમપાત્ર પોતાના ઇચ્છીત યુવકને પરણી સુખી રહે એમાં હું એનો તિરસ્કાર શા માટે કરું ?

**વીણા:** નહિ પ્રકાશ, આમ દાઝ્યા ઉપર ડામ ન દેશો. તમારૂં આ ઔદાર્ય મારાં હૃદયને ગુંગળાવે છે. મારે અભિનંદન નથી જોઈતાં! પણ એકવાર મારી માગેલી ભિક્ષા મને આપો.

**પ્રકાશ:** ભિક્ષા! ભિખારી શું ભિખ આપવાનો હતો—

(પ્રકાશ જવા માંડે છે ત્યાં કલ્પના પ્રવેશે છે)

**કલ્પના:** ભાઈ, ઊભા રહો!

**પ્રકાશ:** શું કામ છે, ભાભી?

**કલ્પના:** હું તમને એક સત્યકથા કહેવા માગું છું.

**પ્રકાશ:** કોની?

**કલ્પના:** વીણાબ્હેનની! શા માટે એમણે તમારી પાસે આવી વિચિત્ર માગણી કરી તે તમને ખબર છે?

**પ્રકાશ:** મને એમાં કશી જ સમજ પડતી નથી—

**કલ્પના:** પ્રેમ ખાતર, સ્ત્રીઓની કલ્પના જુદી જ હોય છે–તમે એ સુખી થાય એમ ઇચ્છયું પણ, મરજી વિરૂદ્ધનાં લગ્નજીવનમાં કોઈ સુખી થયું છે ખરૂં?

**પ્રકાશ:** મરજી વિરૂદ્ધનું લગ્ન?

**કલ્પના:** હા—

**વીણા:** કલ્પના, આગળ એક પણ શબ્દ તું બોલીશ તો મારા સોગંદ છે તને—

**કલ્પના:** હું કોઈના સોગંદ પાળવાની નથી. આ એક પાપ ખાતર ચિત્રગુપ્ત મારા નામે પાપપૂંજ નોંધે તો પણ મને પરવા નથી. ભાઈ, વીણાબ્હેને લગ્ન કરવાનું નક્કી કર્યું તે કોની ખાતર? તમારી ખાતર, તમારાં જીવન ખાતર!

**પ્રકાશ:** એટલે?

**કલ્પના**: તમે આવ્યા એ વખતની વાત છે. તમે સંપૂર્ણ વિશ્વાસથી આ ઘરમાં આવ્યા હતા! પણ તમારાં આગમનની વાત પોલીસને કહી દેવાની ધમકી એક વ્યક્તિએ વીણાબ્હેનને આપી.

**પ્રકાશ**: શા માટે?

**કલ્પના**: કારણ કે એ વ્યક્તિને વીણાબહેન સાથે લગ્ન કરવાં હતાં. એણે તમે ક્યાં જાઓ છો એ પોલીસને જણાવવા ખાતર ફોનનંબર પણ ફેરવવાની તૈયારી કરી. વીણાબહેને એનો વિરોધ કરવાનો યત્ન કર્યો. એ સમયે તમારાં અગત્યનાં કાગળીયાં એના હાથમાં આવ્યાં. આમાંથી તમને છોડાવવાનો એક જ માર્ગ હતો—

**પ્રકાશ**: કયો?

**કલ્પના**: વીણાબહેને એ વ્યક્તિ જોડે લગ્ન કરવાં.

**પ્રકાશ**: પણ એ વિષે વીણાએ કોઇને કેમ કશું કહ્યું નહિ?

**કલ્પના**: કારણ કે જે વ્યક્તિએ વીણાબહેનને આ ધમકી આપી એ વ્યક્તિ આ ઘરમાં જ વસે છે.

**પ્રકાશ**: આ ઘરમાં? કોણ?

**કલ્પના**: શામકાંત.

**પ્રકાશ**: શામકાંત! (કોચ પર બેસી જાય છે)

**કલ્પના**: માટે જ એ તમને આ વાત કહેવા તૈયાર ન હતાં. તમારી મૈત્રી ખંડિત ન થાય, કલેશ ન થાય એટલા માટે.

**પ્રકાશ**: વીણા! You are too great! તારા આ અનુપમ ત્યાગથી તેં મને શરમાવ્યો છે, પણ હું આમ તને ભોગ નહિ આપવા દઉં. હું પોતેજ પોલીસને શરણે જઇશ.

**વીણા**: શું પ્રકાશ? તમારૂં કાર્ય—આપણો દેશ? મારા જેવી એકનું બલિદાન એને માટે આપવું પડે તો શું?

**પ્રકાશ**: નહિ, એમાં એકલી તારી ઇચ્છાનો સવાલ નથી. ઠીક જ થયું કે મારે અમુક કામ બાકી હતું એટલે પાછા આવવું પડયું. મારી જીંદગીનું આવડું બધું મૂલ્ય શા માટે આંકવું? ના, હું જ એ શામકાંતને કહી પોલીસ પાસે ચાલ્યો જઇશ.

(શ્રીનીવાસ પ્રવેશ કરે છે)

**શ્રી**: પ્રકાશ......

**પ્રકાશ**: તારો આઝાદ રેડીઓ શું કહે છે?

**શ્રી**: હજુ સુધી તો ઠીક છે. મારે તારી પાસે એક મહત્વનું કામ છે. તું પાછો આવ્યો એમ જાણતાં વેંતજ હું અહીં દોડી આવ્યો છું.

**પ્રકાશ**: આપણે મેડીપર જઈને વાતો કરીએ! ન કરે નારાયણ ને કોઈ આવી પહોંચે તો—

(બંને અંદર જાય છે. એક, બે ક્ષણો પછી રંગમંચ ઉપર પ્રકાશ ઓછો થવા માંડે છે ત્યારે વીણા પણ અંદર જાય છે—અને ફરી પાછો પ્રકાશ ધીમે ધીમે થાય છે.)

**શિરીષ**: (પ્રવેશ કરે છે) કલ્પના, એ...કલ્પના...(કલ્પના દોડતી આવે છે)

**કલ્પના**: આમ બૂમો શું પાડે છે? શું થયું? આમ ગભરાયલો કેમ દેખાય છે?

**શિરીષ**: કલ્પના, એક ભયંકર ખૂન કરીને હું આવ્યો છું.

**કલ્પના**: ખૂન? કોનું? ક્યારે?

**શિરીષ**: હમણાં જ હું શાક લઇને આવતો હતો એટલામાં રસ્તામાં સ્રીઓનું એક સરઘસ જતું હતું, હું ત્યાં સહેજ થોભ્યો.

એટલામાં, એક સાર્જંટ સામેથી આવ્યો એણે એ સરઘસ રોકયું અને મોખરે ત્રિરંગી ઝંડો લઈને ઊભેલી એક છોકરીને ઝંડો ઉતારવા કહ્યું—

**કલ્પના** : પછી—

**શિરીષ** : પણ એ છોકરીએ ના પાડી અને વિરોધ કર્યો. પેલાએ પિસ્તોલ લઈ, એક, બે, ત્રણ ગોળી એની છાતી પર છોડી અને એ 'વંદેમાતરમ્' ના પૂકાર સાથે ધરતી પર ઢળી પડી—પણ ઝંડો નીચે ન ઉતાર્યો. આ જોઈને મારૂં મગજ ધૂમ થઈ ગયું. અને, એ આવેશમાં હું સાર્જંટ પાસે ગયો. એ અસાવધ હતો, એનો લાભ લઈ મેં એના હાથમાંથી પિસ્તોલ ખૂંચવી લીધી—

**કલ્પના** : અને પછી ?

**શિરીષ** : અને પછી હું શું કરૂં છું એ જાણ્યાં પહેલાં એ પિસ્તોલ મેં એની છાતી પર ખાલી કરી. એ જમીન ઉપર પટકાયો, લોહીની ધારા વહેવા લાગી. એની બાજુમાં પેલી છોકરી પડી હતી. લોહીનો બદલો લોહીથી લીધો. મારામાં આવેશનો નશો હતો. પણ સામેથી પોલીસની લૉરી આવતી દેખાઈ ત્યારે મેં શું કર્યું એનું મને ભાન આવ્યું, અને ત્યાંથી હું નાઠો. પોલીસ અહીં આવ્યા વગર રહેશે નહીં !

**કલ્પના** : આ તું શું કરી બેઠો ?

**શિરીષ** : કલ્પના ! મારે હવે ફાંસીએ ચડવું પડશે ? હું શું કરૂં ? ક્યાં જાઉં ? ક્યાં સંતાઉં ? હું ગાંડો થઈ જઈશ કે શું એની મને બીક લાગે છે—

**શ્રી** : ( **શ્રી** પ્રવેશ કરે છે ) મારી ઝોળી અહીં રહી છે—એમાં મા માટે લીંબુ હતાં. ( શિરીષ સામું જોઇ ) **શિરીષ** ! આ શું ? તારૂં મોં કેમ પડી ગયું છે ?—આવો ગભરાયલો કેમ દેખાય છે ? શું થયું ?

**શિરીષ** : હું એક ખૂન કરી આવ્યો છું.

**શ્રી** : ખૂન? કોનું?

**કલ્પના** : એક છોકરી ઉપર સાર્જંટે ગોળી ચલાવી એ જોઇ ગુસ્સાના આવેશમાં એજ પિસ્તોલ લઇ સાર્જંટનું ખૂન કર્યું—

**શ્રી** : શાબાશ, શાબાશ શિરીષ! આજ તારો ભાઇ હોવાનું મને બેહદ અભિમાન થાય છે. તેં જે કર્યું છે તે બરાબર કર્યું છે. તારી જગ્યાએ જો હું હોત તો મેં પણ એમજ કર્યું હોત!

**કલ્પના** : પણ પોલીસે એનો પીછો પકડ્યો છે—

**શ્રી** : એમાં શું? શોધી શકશે તો પોલીસ પકડી જશે—(એ કલ્પના તરફ જુએ છે) પણ હા, હવે તું એકલો નથી, ખરું? [બહાર મોટર ઊભી રહ્યાનો અવાજ આવે છે.] આવ્યા જ લાગે છે પોલીસ! આમ જો શિરીષ, તું અને કલ્પના અંદર જાઓ, હું બધી વ્યવસ્થા કરું છું [બન્નેને અંદર ધકેલે છે]

**પોલીસ** : (પ્રવેશ કરે છે) માફ કરજો. આપના ઘરમાં એક ખૂની ઘૂસ્યો છે! એની અમારે તપાસ કરવી છે.

**શ્રી** : ખૂની! શાનો?

**પોલીસ** : એક સાર્જંટનું એણે ખૂન કર્યું છે! અને એ આજ ઘરમાં ઘૂસ્યો છે. અમારે જડતી લેવી પડશે.

**શ્રી** : તસ્દી શું કામ? આરોપી તમારી સમક્ષ જ ખડો છે. મેં કર્યું છે એ સાર્જંટનું ખૂન!

**પોલીસ** : Wonderful! અને તમે તમારી મેળે જ કબૂલ કરો છો?

**શ્રી** : સત્ય કહેવામાં બીક શાની?

**પોલીસ** : કોઇને મળવું છે?

**શ્રી** : નારે, કોઇને નહિ!

**પોલીસ** : ચાલો ત્યારે [એને બેડી પહેરાવે છે. એટલામાં **શિરીષ** અંદરથી દોડી આવે છે]

**શિરીષ** : ના, ના. એને તમે નહીં પકડી શકો, નહીં પકડી શકો.

**પોલીસ** : (શ્રીને) આ કોણ છે?

**શ્રી** : આ મારો નાનો ભાઈ છે. એને બિચારાને તો લાગે જ ને પણ એને મારા કૃત્યની ખબર નથી. જા ભાઈ, જા.

**શિરીષ** : ના, હું નહિ જાઉં.

**શ્રી** : જા. ઘરમાં જા. કલ્પનાની સંભાળ રાખ અને માને કહેજે કે શ્રીને એના આશીર્વાદ આપે! એ આશીર્વાદના બળે હું ફાંસીના લાકડે પણ હસતે મોંએ ચઢીશ! ચાલો ઇન્સ્પેક્ટર— [જાય છે]

**શિરીષ** : [ડુસકાં ભરે છે]

**મા** : અરે **શ્રી** લીલું લેવા જે ગયો...... (એકદમ) કોણ શિરીષ? આમ રડે છે શું કામ? **શ્રી** ક્યાં ગયો?

**શિરીષ** : મા......આપણે......(આગળ બોલી શકતો નથી)

**મા** : શું થયું એને? કહેને, જલદી કહે—

**શિરીષ** : (માને વળગે છે) એને તો પોલીસ પકડી ગયા—

**મા** : શું? ક્યારે લઈ ગયા? પ્રકાશ! **વીણા**! (પ્રકાશ **વીણા** પ્રવેશ કરે છે.)

**પ્રકાશ** : મા, શું થયું?

**મા** : **શ્રીને** પોલીસ લઈ ગયા—!

**પ્રકાશ** }
**વીણા** } : શું......કોણ હતું એ વખતે?

**શિરીષ** : હું હતો.

**વીણા**: તો અમને બૂમ કેમ ન પાડી ?

**શિરીષ**: હું એ વખતે એટલો ગભરાઈ ગયો હતો કે—

**મા**: પણ **શ્રીને** શા માટે પકડ્યો ? એણે શું ગુન્હો કર્યો ?

**પ્રકાશ**: માતૃભૂમિની સેવા એજ એનો ગુન્હો—

**શિરીષ**: ના પ્રકાશ, એ તો સાવ નિર્દોષ છે. અપરાધી તો હું છું અને તેનો દંડ એ ભોગવશે.

**પ્રકાશ**: તારો અપરાધ ?

**શિરીષ**: મેં એક પોલીસ અધિકારીનું ખૂન કર્યું છે !

**મા**: ક્યારે ? કેવી રીતે ?

**શિરીષ**: થોડીવાર પહેલાં જ. એક છોકરી પર ચલાવેલો ગોળીબાર મારાથી સહન ન થયો માટે મેં એજ પિસ્તોલથી એનો ભોગ લીધો અને, જ્યારે પોલીસ અહીં આવ્યા ત્યારે મારા જીવન ખાતર, કલ્પનાનાં સૌભાગ્ય ખાતર પોતે દોષિત ઠર્યા. હું ખૂની છું એમ પ્રાણ પટકીને મારે પોલીસને કહેવું હતું પણ એટલામાં તો પોલીસ **શ્રીને** લઈ ગયા.

**મા** : (આંસુ લુછતાં) મારો **શ્રી**...ક્યાં હશે અત્યારે ! મને લાવી આપો, એને દુઃખ વેઠવાની ટેવ જરાય નથી—એ જેલ નહિ વેઠી શકે—

**પ્રકાશ**: મા, તને **શ્રી** પાછો જોઈએ છે ને ?

**મા** : જોઈએ છે એમ શું પૂછે છે ? લાવ, હમણાં જ લઈ આવ.

**પ્રકાશ**: **શ્રી** આવશે પણ એને બદલે શિરીષને જવું પડશે. બોલ, તને કયો દીકરો પાછો જોઈએ છે, **શ્રી** કે **શિરીષ** ?

**મા** : એક કાળજાના ચાર ટુકડા જેવા મારા ચાર દીકરા ! એમાંથી એક પણ ગયો તો હૃદય તૂટી જાય ! **શ્રી** આવશે તો

શું શિરીષ જશે ? પ્રકાશ! તારા એ હાથમાંથી કયો કાપું એમ પૂછે તો તું શું જવાબ દઈશ ? પ્રકાશ! મારે તો શ્રી અને શિરીષ બંને જોઈએ છે—

**પ્રકાશ** : એ અશક્ય છે, મા! તું મને નિષ્ઠુર ગણીશ પણ એ સત્ય છે. ભાઈ કરતાં પણ અધિક પ્રિય એવા મિત્રને મૃત્યુ માર્ગે જતો જોઉં છું છતાં મારી આંખમાંથી એક પણ આંસુ નથી પડતું, એ જોઈ કદાચ તું ગુસ્સે થશે, પણ તારા કરતાં મને વધારે દુઃખ થાય છે. અ એ તો શક્તિહીનનું શસ્ત્ર છે. રક્તનો બદલો આમ અશ્રુથી લેવાનો હવે સમય નથી.

**મા** : માનાં આંતરડાની કલ્પના તને કેવી રીતે આવશે ? ગાંડા, રડવા સિવાય મારા નસીબે બીજું શું લખ્યું છે ?

**પ્રકાશ** : પણ શા માટે રડવું ? તને તો ઉલટું અભિમાન થવું જોઈએ કે તારી કૂખે શ્રી જેવો છોકરો પાક્યો છે! રામ ખાતર ચૌદ વર્ષ વનવાસ ભોગવનાર લક્ષ્મણની તું ગુણગાથા ગાય છે. પણ, પોતાના નાનાભાઈ ખાતર હસતે મોંએ મૃત્યુને ભેટનાર તારો શ્રી-શ્રી તો વીર છે—વીરોનું સન્માન આમ અશ્રુથી ન શોભે.

**વીણા** : ખરેખર, મા, તમે ઘણાં ભાગ્યશાળી છો! જે દેશમાં ભાઈ ભાઈનું ખૂન કરવા તૈયાર થાય છે એજ દેશમાં એક ભાઈએ બીજા ભાઈની ખાતર મૃત્યુના મોંમાં હોમાવું! શ્રીના વિયોગનું દુઃખ થવું સ્વાભાવિક છે પણ એના કરતાં આવું પુત્રરત્ન તમારી કુખે પાકયું એનો આનંદ પણ ઓછો નથી—

**મા** : આ બધું હું સમજું છું! પણ માનું મન...... (ડુસકાંભરે છે. વીણા પાસે જાય છે)

**પ્રકાશ** : શિરીષ, અન્યાય ન સહન થવાથી તેં એક આબ-કારીનું ખૂન કર્યું એ વાત અભિમાનસ્પદ છે, પણ પછી તું અહીં

નાસી આવ્યો એ તને બિલકુલ શોભતું નથી. તારી ખાતર શ્રી ગયો પણ એથી દેશને કેટલું નુકશાન થયું એની તને કલ્પના છે?

**શિરીષ:** પ્રકાશ, એ નુકશાન હું ભરીશ.

**પ્રકાશ:** ગાંડા, એ નુકશાન સાદું‌સીધું નથી. જીવનું જોખમ છે એમાં.

**શિરીષ:** મારા જીવના ભોગે હું એ ભરપાઈ કરીશ. મારા અપરાધનું આ એકજ પ્રાયશ્ચિત છે—હું બીજું શું કરું?

**પ્રકાશ:** કેટલાક સમયથી શ્રી એક આઝાદ રેડીઓ ચલાવતો હતો—

**મા:** તેથી જ એ વચમાં વચમાં છટકતો હતો—

**પ્રકાશ:** એ તો ગયો! મૂળથી માણસો ઓછાં હતાં અને એમાં વળી વધારો થયો. હવે રેડીઓ બંધ પડશે. અમારો પ્રચાર શી રીતે થશે? સરકારનાં કાળાં કૃત્યની હકીકત જનતાને શી રીતે પહોંચશે?

**શિરીષ:** હું એ કાર્ય કરીશ.

**પ્રકાશ:** પણ, એટલું યાદ રાખજે કે પોલીસને આધીન થઈ પ્રાણ પણ તજવો પડે તો કહી ન શકાય. જવું હોય તો હમણાં જ તારે જવું જોઈએ, કારણ કે આજે રાત્રે આપણે એક મહત્વની ઘોષણા કરવાની છે—લે આ કાગળો તને બધી માહિતી આપશે.

(શિરીષ કાગળો લે છે)

**મા:** નહિ, મારો શિરીષ ન જાય. એક શ્રી ગયો છે તે બસ છે—

**શિરીષ:** ના મા, મારે જવું જ જોઇએ!

**મા**: મારા સોગંદ છે તને. શિરીષ! નાનપણથી લોહીનું પાણી કરીને તને ઉછેર્યો છે—

**પ્રકાશ**: તે શું એને સ્ત્રીની જેમ ઘરમાં બેસાડવા?—

**મા**: તું ગમે તેમ કહે પણ હું એને મોકલવાની નથી. કઈ મા પોતાના છોકરાને આમ મૃત્યુની ખીણમાં મોકલવા તૈયાર થશે?

**પ્રકાશ**: તું જ કાંઈ એની મા નથી, તારા કરતાં એક મોટી એને મા છે. એ એને સાદ પાડે છે. દોઢસો વર્ષથી બેડીમાં જકડાયેલી અને દુઃખો સહન કરતી ભારતભૂમિ એને બોલાવે છે.

**મા**: પણ એના કરતાં મારો હક્ક એના ઉપર વધારે છે. એની ખાતર મેં કેટલાં કષ્ટો સહન કર્યાં છે? નવ માસ ગર્ભમાં રાખી સાવ નાનો હતો ત્યારથી મેં એની ખાતર અનેક સંકટો વેઠ્યાં છે.

**શિરીષ**: એ બધું કબુલ છે મને–પણ મા, આ સમય એવો છે કે દરેક યુવકે પોતાની ફરજ સમજવી જોઈએ. મા, હજી તો તેં બહાર જઈ જોયું નથી. મારા કરતાં નાનાં નાનાં બાળકો સરકારની બંદુકનાં ભોગ બને છે. મારા ગુન્હા બદલ ભાઈનું બલિદાન તો મેં આપ્યું. પણ હવે જે કાર્ય શ્રીએ હાથ ધર્યું હતું એ શું મારે પૂર્ણ ન કરવું?

**મા**: ત્યારે શું તું જવાનો?

**શિરીષ**: મારે જવું જ પડશે મા!

**મા**: મારા સંસારની ભસ્મ કરવી છે કે શું તારે?

**પ્રકાશ**: મા! આજના જગતમાં આવા હજારો સંસાર ભસ્મીભૂત થશે ત્યારે આવતી કાલનાં સંસારીઓ સુખી બનશે. આજની જગત્‌ચિતા ઉપર આવતીકાલના જગતનું સર્જન થશે.

અને આજના જગતનું જ્યારે પાપ ધોવાશે ત્યારે જ આવતી કાલના જગતનો પૂણ્યોદય થશે.

**મા** : આ બધું મને સમજાતું નથી એમ તને લાગે છે કે? આપણા દેશ ખાતર મને કાંઈ જ અભિમાન નથી એમ તું માને છે? આપણો દેશ સ્વતંત્ર થાય—સ્વતંત્ર ભારતનાં નાગરિક બની જીવવું—એવાં સ્વપ્નો મને નહિ આવતાં હોય એમ તું સમજે છે. પણ, પ્રકાશ! માની દૃષ્ટિથી તું જગત નિહાળ. માની આંતરડી સામું જોઈ પછી તું શિરીષને મારાથી અળગો કર.

**પ્રકાશ** : મા, મને શિરીષ માટે ભાવ નથી એમ તને લાગે છે? પણ, પરિસ્થિતિનો તો ખ્યાલ કરવો જોઈએ.

**મા** : પરિસ્થિતિ! ક્યાંથી આવી આ પરિસ્થિતિ! દેશમાં હું કાંઈ એકલી મા છું? મારા ત્રણ દીકરા તો મેં દેશને આપ્યા હવે આ ચોથો પણ લઈ જવો છે? પછી હું જીવું શા આધારે?

**પ્રકાશ** : આપણી મોટી જનેતા–ભારતમાતા સ્વતંત્ર થશે. એ એક અનુપમ આશાને તાંતણે—

**મા** : આવી રમ્ય કલ્પનાઓ પર જીવન ટકતું હોત તો કેવું સારું થાત! સંસારસૃષ્ટિ એટલી રળિયામણી નથી. આવા સ્વપ્ન તાંતણે જીવન વીતતું નથી. ભૂતકાળમાં થયેલા જખ્મોની યાદ એ હૃદયને વારંવાર ડરાવે છે—અને મારાં હૃદયે પડેલા ઘા—

**શિરીષ** : ઘા!......તારાં હૃદયે શાના ઘા પડ્યા છે, મા?

**મા** : કાંઈ નજીવા નથી એ! તને ખબર છે તારા બાપુ દેશભક્ત હતા?

**પ્રકાશ** : હા, એવું તો પહેલાં ઘણીવાર તેં કહ્યું છે—

**મા** : એ ફક્ત દેશભક્ત નહોતા, ક્રાંતિકાર પણ હતા. એમનાં કામમાં તો એમને હું સાંભરતી જ ન હતી. પણ મારાં

ચાર સંતાનો સામે જોઇ હું દિવસો વીતાવતી. પણ દેવ આટલું સુખ પણ ન સાંખી શક્યો. કોઈ એક બોંબના કાવત્રામાં એ ઝડપાયા અને—

પ્રકાશ }
શિરીષ } : અને—

**મા** : એમને—એમને ફાંસીએ (ડૂમો ભરાય છે)

**શિરીષ** : આમ રડીશ નહિ, મા—

**મા** : રડું નહિ તો શું કરૂં? જ્યારે હું એમને છેવટે મળવા ગઈ ત્યારે શિરીષ એક જ વર્ષનો હતો. એ ગભરાયા નહોતા—છેવટ સુધી એ હસતા હતા. એમણે મને મારાં ચાર બાળકોને ઉછેરવા કહ્યું—એ ક્ષણે મારી શી સ્થિતિ થઈ હશે? તમે ચાર છોકરા મારે ખોળે ઉછરેલા—કાળે કરેલો આ પહેલો ઘા—

**શિરીષ** : મા, તેં અમને આટલા દિવસ આ બધું કેમ ન કહ્યું?

**મા** : જાણી જોઈને નહોતું કહ્યું. દેશકાજે એમણે પોતાના પ્રાણ અર્પ્યાં. એટલું મા માટે બસ હતું. માટે જ તમને લઈને હું મુંબઈ આવી. પાસે હતાં તે ઘરેણાં વેચ્યાં. પારકે ઘેર અપમાન સહન કરીને પણ મેં તમને પોષ્યા—મારી ભૂખ મારીને મેં તમારાં મોમાં કોળિયો મૂક્યો.

**શિરીષ** : મા!

**મા** : દુઃખના ડુંગર માથે ચઢાવી મેં તમને મોટા કર્યા, નસીબ સામે થઈ કોની ખાતર મેં આટલાં અનિવાર્ય સંકટો સહન કર્યાં? તમારી ખાતર મારા દીકરા, તમારી જ ખાતર! એનો બદલો આમ વાળશો?

**પ્રકાશ** : મા! તારા આ ત્યાગની વાત સાંભળું છું, ત્યારે

હૈયું ભરાઈ આવે છે. તારા પ્રત્યે અમને ખૂબ ભાવ છે—પ્રેમ છે. પણ, એ તું આજે આમ આગળ ન કરીશ. આજ તું શિરીષને નહિ મોકલે તો કાલે ઊઠીને જરૂર એ જ તારો તિરસ્કાર કરશે. તને એ ગમશે?

**મા** : ના, મારો શિરીષ કદીયે મારો તિરસ્કાર નહિ કરે. એ સમજે છે. એમના પિતાના મૃત્યુનાં ઘાને રૂઝાતાં વીસ વર્ષ લાગ્યાં. પણ આજ, શ્રી ગયો અને એ રૂઝાયેલો જખમ ફરી વહેવા લાગ્યો. આજ શ્રી ગયો, તું ક્યારે જઈશ એ કાંઈ કહેવાય નહીં, અને પાછો શિરીષને મોકલવાનું કહે છે. નહીં. નહીં. જ્યાંસુધી આ ખોળિયામાં પ્રાણ છે ત્યાંસુધી તો નહીં જ. અનેક ઘા સહન કરી હું થાકી છું—હવે નજીવું દુઃખ પણ મારાથી સહન નહીં થાય. શિરીષ, તને તારી માની પણ દયા નથી આવતી? માને તું આમ અહીં ટળવળતી મૂકી ચાલ્યો જઈશ? તું જઈશ તો એક ક્ષણ માટે પણ મારા પ્રાણ રહેશે નહીં એ ધ્યાનમાં રાખજે.

**શિરીષ** : મા, હું નહીં જાઉં—(એને વળગે છે)

**કલ્પના** : મા, એ ત્રણ માણસો કોઈ જખમી માણસને લઈ આપણા ઘર તરફ આવે છે—

**મા** : હેં! કોને?

**કલ્પના** : કોણ જાણે?—

(બારણાં ઉપર ટકોરા પડે છે. ત્રણેક માણસો શામકાંતનો મૃતદેહ લઈ આવે છે)

**એક માણસ** : ગંગા મા! ભારે થઈ! શામકાંતભાઈ રસ્તે ચાલ્યા જતા હતા એટલામાં.........

**મા** : હેં! કોણ? શામ? મારો શામ? એને શું થયું?
[મૃતદેહ તરફ ધસે છે]

**પ્રકાશ** : મા, મા! એમ હિંમત ન હાર. આ ભાઈને બોલવા તો દે.

**એક માણસ** : અચાનક ગોળીઓ વછૂટી અને એમાંની એક એમને લાગી ગઈ. નહીં તો તે આમ જાત પણ શાના? પણ ગજવામાંથી એમના નામનો કાર્ડ નીકળ્યો અને આ બીજાં કાગળીયાં હતાં. અમને એમ થયું કે કાંઈ કામનાં કાગળીયાં હોય અને નાહકનાં પોલીસના હાથમાં જાય તે સારૂ નહિ એમ ધારીને કાઢી લીધાં. [ પ્રકાશને આપે છે ]

**પ્રકાશ** : [ તે લેતાં ] **વીણા** !

**વીણા** : [ ઊર્મિથી ] **પ્રકાશ** ! [ એટલામાં મા ધસી જઇ **શામ**-કાંતના દેહને વળગી પડે છે. **પ્રકાશ**, કલ્પના, **વીણા**. વગેરે શાંત્વન આપે છે ]-

**મા** : જોયું **પ્રકાશ**, જોયું ? આ પણ ગયો. ગુલાબ જેલમાં ગયો. **શ્રી** ફાંસીને માંચડે ચઢવા વિદાય થયો. અને આ **શામ** આ પ્રમાણે ખોવાયો. નહીં, નહીં, હવે હું મારા આ **ચોથાને** નહીં જવા દઉં. હું જીવતી છું ત્યાં સુધી તો નહીં જ.

**શિરીષ** : મા, જા, વચન આપું છું. તને મૂકી હું નહીં જાઉં—

**પ્રકાશ** : મા, તારા દુઃખ આગળ મારા સિદ્ધાંતો પણ પાછા પડે છે. **શિરીષ** તારી પાસે જ રહેશે. [ ફરીથી ગોળીનો અવાજ સંભળાય છે ]

**મા** : હાય, હાય, વળી પાછા એ ગોળીબાર. વળી કઈ માનું સંતાન ખોવાશે?

**કલ્પના** : ચાલો જોઈએ. બારીમાંથી જણાશે.

**મા** : જોયા વગર મારૂં કાળજું ઠેકાણે નહીં પડે. તમે અહીં છો ને બધાં? હું હમણાં આવું છું. [ કલ્પનાને ખભે હાથ મૂકી મા અંદર જાય છે ]

**વીણા** : **પ્રકાશ**, માનું દુઃખ જોઈ છાતી ફાટી જાય છે.

**પ્રકાશ :** હું ય એજ યાતના સહન કરી રહ્યો છું. પણ આપણે શું કરી શકીએ ? [ એવામાં માની ચીસ સાથે કલ્પનાની ચીસ ભળે છે ]

**શિરીષ :** મા.......

**કલ્પના :** મા ! માને ગોળી વાગી—[ કલ્પના ગાંડી જેવી બહાર આવે છે ]

**શિરીષ :** ઓ મા ! [ અંદર દોડે છે. પાછળ પ્રકાશ, કલ્પના, વીણા, જાય છે. રંગમંચ ઉપર આછો અંધકાર. થોડીક ક્ષણો પછી બધાં પાછાં આવે છે ]

**શિરીષ :** પ્રકાશ ! ભાઈ, મા ગઈ! [ રડે છે ]

**પ્રકાશ :** [ આશ્વાસન આપતાં ] **શિરીષ** ! શિરીષ ! ભાઈ, હિંમત રાખ—

**શિરીષ :** ( હોઠ જોરથી બીડતાં ) હં અ, મા ગઈ. માને મૂકી આ યજ્ઞમાં ભાગ ન લેવાની મેં પ્રતિજ્ઞા કરી હતી. પણ, પ્રકાશ! હવે એ પ્રતિજ્ઞાનો અંત આવ્યો છે. આ યજ્ઞમાં ઝંપલાવવા હવે હું છૂટો—

**કલ્પના :** પણ ત્યારે મારું કોણ ?

**શિરીષ :** આ **વીણા**બહેન છે ને ! મારે **શ્રી**નું અધૂરું રહેલું કામ પૂરું કરવાનું છે.

**કલ્પના :** વીણાબહેન !

**પ્રકાશ :** કલ્પના ! તું અને **વીણા** ઘર સંભાળજો. સંભાળશોને ?

**વીણા :** હા, અમે બન્ને—( કલ્પનાને પોતાના પડખામાં લે છે )

**પ્રકાશ :** કલ્પના, શિરીષ, **વીણા**, આવો માને અને—અને

**કલ્પના :** માને અને શામકાંતને છેલ્લા પ્રણામ કરી લઈએ—

[ રંગમંચ ઉપર ધીમે ધીમે અંધકાર ફેલાવા માંડે છે. ચારે જણ નીચાં નમીને બે મૃતદેહને પ્રણામ કરે છે. રંગમંચ ઉપર ગાઢ અંધકાર છવાય છે ત્યારે પડદો પડે છે. ]

☆ **સમાપ્ત** ☆

Capek નાં 'Mother'માં પડ્યાં છે. અને ત્યાર પછી એનું પ્રતિબિંબ કોઈને મરાઠી નાટ્ય સાહિત્યમાં મધુસૂદન કાલેલકરનાં 'ઉદ્યાચેં જગ' માં પણ દેખાશે. પરંતુ એક વાત કહી દઉં કે Capek નું 'Mother' એ કાલેલકરનું 'ઉદ્યાચેં જગ' નથી અને 'ઉદ્યાચેં જગ' એ આ નાટક નથી. ટૂંકમાં માત્ર વિચારના એ તાંતણા એક બીજાને જોડી રહ્યા છે. જેવી રીતે દુનિયાની કોઈ પણ બે સાહિત્ય કૃતિઓ વિચારદર્શનમાં એક સરખી મળી આવે તેમ.

★ ★

એનું વસ્તુ તો અદ્ભુત છે. એક માતાના ત્યાગનું–એનાં દુઃખનું દર્શન એ સુંદર રીતે કરાવે છે. એટલું જ નહિ પણ. એની આસપાસ ભારતીની આઝાદી માટેનો આખો ઇતિહાસ રચાઈ રહે છે.

